મંત્ર જંત્ર તંત્ર અને યંત્ર વિદ્યાનું

ચમત્કારી ગુજરાતી પુસ્તક.

# જંગી જાદુગર.


સંશોધક

માસ્તર નાનાલાલ મગનલાલ.

અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કર્તા.

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

૩૦૩૫, પાનકોર નાકા-અમદાવાદ.

ાવૃત્તિ ૩ જી. પ્રત ૨૦૦૦

ાવાદ-શાહપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ
પતરામે પોતાના "પ્રન્થોદય" પ્રેસમાં છાપ્યા.

સંવત ૧૯૮૧. સને ૧૯૨૫.

કીંમત રૂ. ૦-૮-૦

॥ ॐ श्री परमात्मने नमः ॥

# જંગી જાદુગર.

## મંત્ર જંત્ર તંત્ર અને યંત્ર વિદ્યાનું ચમત્કારી ગુજરાતી પુસ્તક.

---


સંશોધક

માસ્તર નાનાલાલ મગનલાલ.

અમદાવાદ.


---


છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસ.

૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૩ જી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૮૧. સને ૧૯૨૫

અમદાવાદ—શાહપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઇ [illegible]પતરામે પોતાના "[illegible]" પ્રેસમાં છાપી.


---

કીંમત રૂ. ૦—૮—૦

# અનુક્રમણિકા.



## શ્રી પરમાત્મને નમ:

# જંગી જાદુગર.

---

### મંત્ર સાધવાની રીત.

જેને મંત્ર જંત્ર ને યંત્ર વિદ્યા ઉપર શુદ્ધ શ્રદ્ધા હોય તેણે જે દીવસે અથવા તો રાત્રે ગ્રહણ મધ્ય ભાગે આવે તે વખતે સમુદ્ર, નદી કે તળાવમાં સ્નાન કરી ગળા સુધી પાણીમાં બેસી રહી ( જેને પાણીમાં તરતાં ન આવડતું હોય તેણે ઉંડા પાણીમાં ન જવું. ) અથવા તો કાળી ચૌદશ, રવીવાર, મંગળવાર યા શનીવારને દીવસે સ્મશાન (મસાણ) ભુમીમાં મધ્યરાત્રિએ જઈ જે મંત્ર સાધવો હોય તે ૧૦૮ વખત ( ફેરા ) ગોખવો ( બોલી જવો ) એટલે તે સિદ્ધ થશે. પરંતુ જે જગ્યાએ મંત્ર સાધવા બેસો તે જગ્યા તપાસી કચરો વિગેરે જે કાંઈ પડયું હોય તે કાઢી નાખી ગાયના છાણમાં ચોખી લાલ માટી મેળવી તેનાથી લીંપીને જગ્યા પાવન કરવી. મંત્ર સાધતી વખતે સારૂં નક્ષત્ર જોવરાવી રાખવું ને તેજ વખતે "ઇંદ્રજાલ મંત્ર" બોલતાં બોલતાં બેસવાની જગ્યાની આસપાસ પાણીનું કુંડાળું કરવું કે જેથી ભુતપ્રેતાદિક યક્ષો મંત્ર સાધતી વખતે પ્રકટ

થઇ કોઇ પણ જાતનો ઉપદ્રવ તમને કરી શકે નહિ. ત્યાર પછી એક ચોખ્ખા પાણીથી ધોયેલા પાટલા પર પગની પલાંઠી વાળીને બેસવું અને સામેના બાજોઠ ઉપર ઘીનો દીવો મુકી સુગંધીદાર કશી કે રાતી અગરબત્તી, લોબાન, બત્રીસો ધૂપ કે દશાંગ ધૂપ ગમે તે જાતનો ધૂપ સળગાવી મંત્ર સાધવાનું શરૂ કરવું ને જ્યારે તે જાપ પુરા થાય ત્યારે મનમાં ઇશ્વરનું નામ જપતાં જપતાં ઉઠી જવું ત્યાર પછી જે જે સામાન ઘેર લઈ જવા જેવો હોય તે લઈ જવો. નદી તળાવ કે સમુદ્ર કાંઠે મંત્ર સાધવા જનારે ઘઉંના આટાની ગોળીઓ એક હજાર વાળીને લઈ જવી તે પાણી-માંનાં માંછલાંને મંત્ર સાધી ઉઠયા પછી નાખવી. સ્મશાનમાં મંત્ર સાધવા જનારે અડદના બાકળા ૧૦૫ કરીને લઈ જવા ને તે બાકળા મંત્ર સાધી ઉઠયા પછી ચારે દીશાએ થોડા થોડા કરી નાખી દેવા. મંત્ર સાધવા જતી વેળાએ એક હોંશિયાર માણસને આપણી સાથે રાખવો કે જેથી તે આપણી આસપાસ ફરતો રહી ખબર ( સંભાળ ) રાખે. કારણ કે મંત્રના જાપ કરતી વખતે બોલી ચાલી શકાય નહિ ને તેવામાં કોઇપણ માણસ કોઈપણ બાબત પુછપરછ કરવા આવે તેને રીતસર જવાબ ન દેવાય તો તેથી કાંઇક ભય ઉત્પન્ન થાય; પણ સાથે માણસ હોય તો તે આપણી વતી જવાબ દે કે એ મંત્ર સાધવા બેઠો છે માટે સતાવશો નહિ. જેથી આપણા કામમાં અડચણ ન આવે ને શરીરની સંભાળ પણ રહે; માટે સાથે એક માણસ ખાતરીદાર અવશ્ય રાખવું.

## મંત્રની વનસ્પતિ સબંધી.

મંત્ર જંત્રના ઉપયોગમાં આવતી જે જે વનસ્પતિની જરૂર પડે તે વનસ્પતિ શનીવાર અથવા મંગળવારની સાયંકાળે અથવા તો પરોઢીયામાં કાગડો બોલે તે પહેલાં એટલે ત્રણ ચાર વાગ્યાના સુમારે જઇને લઇ આવવી. તે લેવા જતી વખતે અને લઇને આવતી વખતે રસ્તામાં કોઇની સાથે વાતચીત ન કરતાં મુંગે મોઢે જવું અને મુંગે મોઢે આવવું. જરૂર પડે તો સાથે એક માણસ લેતા જવું કે તે રસ્તામાં પુછનારને આપણી વતી જવાબ આપવા કામ લાગે. આ સિવાયની વનસ્પતિ મંત્રના કામમાં બીલકુલ આવશે નહિ ને મહેનત વ્યર્થ જશે. કોઈ વનસ્પતિ અમુક નક્ષત્રોમાં લાવવાની હોય છે તે તે નક્ષત્રોમાંજ લાવવી.

---

## મંત્રેલા દોરા ચીઠી.

જે જે મંત્રોમાં દોરા ચીઠ્ઠી કરવી હોય તે દોરાને તે મંત્ર એકવાર બોલી એક ગાંઠ વાળી તે ગાંઠ ઉપર ફુંક મારવી, બીજીવાર બોલી બીજી ફુંક મારવી, એમ સાત વખત મંત્ર ભણી સાત ગાંઠો વાળી સાત ફુંકો મારવી ને પછી દોરાને ધુપ દઈ ગળે કે હાથે જ્યાં બાંધવો હોય ત્યાં બાંધવો. જંત્રની ચીઠ્ઠી કરવી હોય તો તે જંત્ર જેના પર નાંખવાનો જણાવ્યો હોય તેના પર લખીને પછી મંત્ર

ભણી ફુંકો મારવી; ( જેટલીવાર મંત્ર ભણવાનો હોય તેટલી ફુંકો મારવી ) ત્યાર પછી તેને ધુપ દઇ માદળીયામાં ઘાલી કે કાળા લુગડે બાંધી જે જગ્યાએ બાંધવો હોય ત્યાં બાંધવો.

---

## ઇંદ્રજાળ મંત્ર.

ઓમ્ નમો નારાયણ વિશ્વંભરાય ઇંદ્રજાલ કો;

લુકાને દર્શદ કુરૂ સિદ્ધ કુરૂ સ્વાહા.

વિધીઃ-પવિત્ર થઇ આ મંત્ર કોઇપણ મંત્ર સાધતા પહેલાં પાણીનું ગોળ કુંડાળું કરતાં કરતાં જપવો કે જેથી મંત્ર સાધન કરતાં કોઇપણ પ્રકારની ભુતપ્રેતાદીકની અડચણ નડે નહિ.

---

## ભોગ યક્ષિણી મંત્ર

ઓમ્ નમો આગચ્છા આગચ્છા,

સુર સુંદરી સ્વાહાઃ

વિધીઃ-સ્વચ્છ જળથી સ્નાન કરીને પવિત્ર વસ્ત્ર પહેરી વડની નીચે બેસીને આ મંત્ર સાઠ હજાર વખત જપવો. દસાસેન હવન પંચ આહુ કરવો. બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને જમીન ઉપર શયન કરવું, તો દેવતા સિદ્ધ થાય.

---

## પીશાચ યક્ષિણી મંત્ર.

### ૐ -હ્રીં શ્રી ક્લીં નમઃ

વિધીઃ—પીંપળના ઝાડ નીચે બેસી આ મંત્રનો બાવીસ હજાર વેળા જપ કરવો. ઘી સિદ્ધ નૈવેદ્ય તેનો આહાર કરવો. દસાસેન હવન કરવો, એથી દેવતા પ્રસન્ન થાય છે.

---

## મસાણ યક્ષિણી મંત્ર.

### ૐ હ્રીં ભગવતી ભયો નમઃ

વિધીઃ—આ મંત્ર મસાણમાં બેસી નગ્ન મુક્ત કેશે જપ પચાસ હજાર વખત કરવાથી દેવતા સિદ્ધ થાય ને ફળ પુષ્પ લાવી આપે.

---

## વશીકરણ મંત્ર.

### ૐ દ્વાર દેવતાયા -હ્રીં સ્વાહા."

વિધીઃ—નદી કિનારે બેસીને છત્રીસ હજાર ફેરા જપ કરવો, દસાસેન હવન કરવો, તે હવનની ભસ્મ ( રાખોડી ) જે સ્ત્રી પુરૂષ ઉપર નાખીયે તે અવશ્ય વશ થાય.

---

## બંધનમુકત મંત્ર.

### ૐ નમો હરેલ કુમારી સ્વાહાઃ

વિધીઃ—જે માણસ બંદીખાનામાં પડયો હોય તે બે હજાર વખત આ મંત્રનો જપ કરે તો સાત દહાડામાં તેનો કોઇ પ્રકારે

છુટકો થાય બાદ દસાંસન હવન કરવો, ખીર થી પાંચ કુંવારી કન્યાને ભોજન કરાવવું.

## અદ્રશ્ય મંત્ર.

ઓમ્ કનકવતી કરવિરિકે સ્વાહા:

**વિધી:**–કૃષ્ણ પક્ષમાં અષ્ટમી ૧ નજીક અમાવાસ્યા પર્યંત હજાર વેળા જપ કરવો. તે જપ લીંબડાના ઝાડની છાયા નીચે કરવો. તે હવનની રક્ષા ( રાખોડી ) નું તીલક (ચાંલ્લો ) કપાળમાં કરવાથી અદ્રસ્ય થાય ને તીલક ધોઇ ( કાઢી ) નાંખવાથી પ્રથમ જેવો દેખાય.

## સીદ્ધીદાયક મંત્ર.

ઓમ્ અં શ્રીં ઐં ગણપતે સ્વાહા.

**વિધી:**–આ મંત્ર એક લાખ વખત જપી બ્રહ્મચર્ય વ્રત સાવચેતીથી પાળવું. જમીન ઉપર સુઇ રહેવું, પંચ આદ્ય પ્રધાને દસાંસેન હવન કરાવવા જેથી સીદ્ધી હોય અને ઇચ્છીત ફળ પ્રાપ્તી થાય.

## ઇંદ્રપદ પ્રાપ્તી મંત્ર.

ઓમ્ -હ્રીં પદ્માવતી સ્વાહા:

**વિધી:**–આ મંત્રનો બે લાખ વખત જપ કરવો, સફેદ ગાયનું દાન દેવું ને દસાંસેન હવન કરવો, તેથી મંત્ર સિદ્ધ થાય અને ઇંદ્રપદ પ્રાપ્તી તથા સર્વ પ્રકારે સુખ શાંત થ.થ.

## વિદ્યા સિદ્ધિ મંત્ર.

**આમ્ -હ્રીં વેદ માતેભ્યો નમઃ**

વિધિ:—સવા લાખ વેળા જપ કરવો, દસાસેન હવન ખીર પંચ આદ્યે કરવાથી મંત્ર સીદ્ધ થાય એટલે વિદ્યા વધી જાય.

## ભોગ યક્ષિણી મંત્ર.

**ઓમ્ શ્રીં જંભ માત્રુકે પદ્માવિદ્યને સ્વાહા.**

વિધિ:—પચીસ હજાર વખત જપવો, દસાસેન હવન પંચ આદ્યે કરાવવો એટલે દેવતા સીદ્ધ થાય અને અન્ન, વસ્ત્ર, ફળ ફુલ જે જોઇએ તેટલું તત્કાળ લાવી આપે.

## ઔષધી સિદ્ધ મંત્ર.

**ઓમ -હ્રીં સર્વ તે સર્વ શ્રીં ક્લીં સર્વૌષધી પ્રાણ હિતં નિર તે નમોનમઃ સ્વાહા.**

વિધિ:—આ મંત્ર ભણુતાં ભણુતાં જે જે ઔષધી લઇએ તે સિદ્ધી હોય એટલે અવસ્ય ગુણકારી થઇ જાય.

## સર્વ કાર્ય સિદ્ધી મંત્ર.

**નમો સિદ્ધિ વિનાયકાય ભર્વ કાર્યાણી સર્વ વિઘ્ન પ્રસમનાય સર્વ રાજ્ય વસ્ય કરણાય શ્રી ઓમ્ સ્વાહા.**

વિધિ:—આ મંત્રનો એકસોને આઠ વખત જપ કરવો અને ગામ જતી વખતેજ જપવાથી સર્વ વિઘ્ન દુર થાય તથા જે કામ મનમાં ચિંતવ્યું હોય તે પણ શુભ થાય તેમ સર્વ પ્રકારે સુખાનંદ મળે

---

## સિદ્ધિ યક્ષિણી મંત્ર.

ઓમ્ નાનાવર્ણ પદ્માવતી સ્વાહા.

વિધિ:—વાવમાં કળસ મુકી એક લાખ વાર જપ કરવો. દસાસન હવન કરવો. ઘી ગોળ ને સેવતીના ફુલ હવનમાં હોમવાથી આ મંત્ર સિદ્ધ થાય છે.

---

## જય ભયહારય મંત્ર

ઓમ્ નાનાવર્ણા નાદલબ્ધ: સ્વાહા.

વિધિ:—હોડીમાં બેસી બાર હજાર વખત જપવાથી પાણીમાં બુડે ( ડુબે ) નહિ તથા મગર મચ્છ વીગેરે જળચર જીવનો ભય થાય નહિ.

---

## વશીકરણ ચેટક મંત્ર.

ઓમ્ એં હ્રીં. શ્રી સ્વાહા.

વિધિ:—બહોતેર હજાર વખત જપ કરી દનાસાસેન હવન કરવો ને જેને વશ્ય કરવું હોય તેનું નામ દેવું. એટલે તે વશ થાય ને જ્યાં સુધી આપણને દેખે નહિ ત્યાં સુધી તેને ચેન પડે નહિ.

---

## શ્રી પુરૂષ પ્રેમબંધન મંત્ર.

ઓમ્ પતી પ્રીયાય પદ્માવતી સ્વાહા.

વિધિ:—નિત્ય એકસોને આઠ વાર જપ કરવો એમ જ્યારે લાખ જપ થાય ત્યારે દસાસેન હવન કરવો એટલે ૧૦૮ દીવસે ફળ પ્રાપ્તી અવસ્ય થાય.

---

## સાપ નસાડનાર મંત્ર.

ઓમ્ અંઠી અમાર લાટ સ્વાહા.

વિધિ:—આ મંત્રનો જપ કરે તો ઘરમાંથી સાપ જતા રહે અને કોઇ પ્રકારનો ભય રહે નહિ.

---

## વીંછી પકડવાનો મંત્ર.

ખટકર પાયા સુછકર બાણુ,
ડંખ મારે તો હનુમંતની આણુ.

વિધિ:—આ મંત્રનો એક હજારવાર જપ કરી સીદ્ધ કરવો ને પછી જ્યારે વીંછી પકડવો હોય ત્યારે સાત વાર મંત્ર મનમાં જપી તે વીંછી ઉપર ફુંક મારવી ને પછી વીંછી ડંખમાંથી પકડી લેવો.

---

## ગણપતિનો મંત્ર.

**ઓમ હસ્તી મુખાય લંબોદરાય ઉચ્છિષ્ટાય મહાત્મને ક્રાં ક્રાં -હ્રીં -હ્રીં ઘે ઘે ઉચ્છિષ્ટાય સ્વાહા,હૃધાન્ય સ્વાહા.**

વિધિ:--આ મંત્ર કૃષ્ણ પક્ષમાં અમાસમાં મંગળવાર આવે તો સવારના પહોરમાં બોલ્યા ચાલ્યા વીના લીંબુની ડાળી લાવી તેના અંગુઠા જેવડા ગણપતીને રક્તચંદને ચર્ચવા. પછી એક આસન પર પધરાવી ઘીનો દીવો કરી ૧૦૮ જપ કરવા તથા રોજ નૈવેદ કરી જમવું; ચોખા પુષ્પથી પુજા કરવી ને પુજા પુરી થયા પછી તે ગણપતી પાઘડીમાં પધરાવવા જેથી સર્વ જન વશ્ય થઇ સતકાર આપે.

---

## શાકણી ડાકણી બોલાવાનો મંત્ર.

**ઓમ્ નમો આદેશ ગુરૂકું, પ્રથમ નારસિંહ દેવ,**
**પશ્ચાત દેવકી શક્તિ, આભીયા પારથ ભ્રાતા.**
**શ્રી રામ લક્ષ્મણ શાકીણી માર ડાકીણી માર,**
**માર હનુમંત વીર ।। ગુરૂકી શક્તિ મેરી ભક્તિ;**
**સ્ફુરો મંત્ર ઈશ્વરી વાચા સત્ય ગુરૂકા મંત્ર સાચા.**

વિધિ:—આ મંત્ર કાગળ ઉપર લખીને મોઢે કરવો ને એકસોને આઠ વાર જપવો જેથી ડાકણી શાકણી જ્યાં હશે ત્યાંથી અહીં હાજર થશે.

---

## શાકણી ડાકણી આકર્ષણ મંત્ર.

ઓમ્ નમો મહાયોગીની યોગનાથાય,
શાકીની કલવૃક્ષાય અષ્ટ યોગિની સંધી
સકળ દંડન સાધય બંધવ બંધવ
માર માર ચુર્ય ચુર્ય ઓમ્ -હ્રાં -હ્રીં -હ્રીં -હ્રો
લોહમય ફટ સ્વાહા,

વિધિ:—ગુગળનો કકડો લઇ આ મંત્ર ૧૦૮ વાર જપે ત્યાં સુધી ધુપ રહેવા દેવો તેમાંથી એક કકડો લઈ ડાકણીના માથામાં મારવાથી વાગશે કે તરત ડાકણી આવશે, વસ્ત્ર લઈ તેના ઉપર મંત્રીયે તો ઘરમાં રહેતી ડાકણીઓનાં માથાં બોડા થઇ જશે.

## ચોર પકડવાનો મંત્ર

ઓમ્ -હ્રીં ચક્રેશ્વરી ચક્રધારણી ચક્રવેગન
કરોતિ ભ્રામય ચારે ગ્રહણ સ્વાહા.

વિધિ:—શક પડતા આદમીને આ મંત્રથી એકવીસ વખત ચોખા મંત્રીને ખવરાવવા બાદ થુંકવાથી જેના મ્હોમાંથી લોહી પડે તે માણસને ચોર જાણવો

## ચોર પકડવાનો બીજો મંત્ર

પુનઃ ઇંદ્રાગ્નિ બંધ બધ સ્વાહા.

વિધિ:—તાડ પત્ર અગર ભોજ પત્ર ઉપર આ મંત્ર લખી ૧૦૮ વાર મંત્ર જપી તે તાડ પત્ર કે ભોજ પત્ર ઉપર ફુંકો મારી મંતરેલા મેં પછી ભેંસના માખણથી ચોપડીને તેને બાળી મુકો એટલે જે ચોર હશે તેનું નાક બળશે.

## ભુત કાઢવાનો મંત્ર.

ઓમ્ ભ્રમરકુંડિની સ્વાહા.

વિધી:—ઘટના ઉપર એકવીસવાર લખી તે ઘટને મુકવીને સાંબેલાથી ફુટવી એટલે શાકણી ડાકણી કે ભુત પલીત બુમ પાડી નાશી જશે.

---

## તાવના દોરાનો મંત્ર.

બજરીબાજ કુમાર, બજરે બાંધુ દશે દ્વાર
જો બજરી માથે ચાલે ઘાત હાંકે હનુમંત મારે
વિસા હરમત મારે વીર ત્રને એકાંતરા ત્રને
દાહિયા ત્રને તરીયા તાવજ આવે તોરાજા
વીરકી પીંડકાચા શબ્દ સાચા આણ ગોરી
પાર્વતીકી આણ—સ્ફુરો મંત્ર.

વિધી:—કુંવારી કન્યાનું કાંતેલું સુતર હોય તેનો દોરો કરી ને ૨૧ ગાંઠો વાળવી પછી તેને ગુગળનો ધુપ કરીને તે દોરાને એકવીસ વાર મંત્રીને જમણા હાથે બાંધવાથી ગમે તેવો તાવ ઉતરી જાય.

---

## મનવાંચ્છીત સીદ્ધીનો મંત્ર.

ઓમ નમો શ્રી સુર્યાય સહસ્ર કિરણાય
સિદ્ધિ સિદ્ધિ કરાય મનવાંચ્છિત પુરય
ક્ષ્ટ સુરંય સુરંય ઓમ્ -હ્રીં શ્રી સુર્યાય નમ:

વિધી:—દરરોજ પ્રાતઃકાળે ઉઠી આ મંત્ર ૧૦૮ વાર જપવાથી મનવાંચ્છિત ફળ પ્રાપ્ત થાય.

## સર્વ સીદ્ધી મંત્ર.

**ઓમ્ નમો ભગવતી પદ્માવતી પદમાવતી વૃષવાદિની સર્વ જન ક્ષોભાણી ઓમ્ ક્રીં -હ્રીં હું સ્વાહા.**

વિધીઃ—દરેક કામ કરતી વેળા એકવીસ વેળા આ મંત્ર જપવાથી કાર્ય સિદ્ધ થાય. તેમજ દરરોજ સવારે દાતણ કરી મુખ ધોઇ આ મંત્ર જપી પાણીનું આચમન કરવું અને પદમાવતીની સેવા કરવી જેથી ભાગ્યોદય થાય, શત્રુ નીર્બળ બને, લક્ષ્મી પ્રાપ્ત થાય અને સર્વે આપણા વશ થાય.

---

## શંખની નચાવવાનો મંત્ર.

**ઓમ્ નમો હનમંત વીર લંકાથી આયો**
**બાવન મણકી શીલા લાયો**
**ખીલદો હનમંત વીર રાજા ખીલ પ્રજા ખીલ**
**ડાકણી ખલ: બાલ ભુત પ્રેત મસાને ચઢો**
**ચોવટે હાટે વાટે રૂંખ વૃક્ષે ખીલદો**
**હનમંત વીર ન ખીલે તો શ્રી રામચંદ્રકી આજ્ઞા ફીરે**

વિધીઃ—હનુમાન સામે ઉભા રહી ૨૧ દિવસ સુધી ૧૦૮ વાર મંત્ર જપી ધુપ દીવો નૈવેદ્ય વીગેરે ધરવું એટલે મંત્ર સીદ્ધ થશે, અને જ્યારે કોઇના દીલમાંથી શંખની કાઢવી કે ખેલાવવી હોય ત્યારે ચોખાના દાણાને એકવીસ વખત મંત્રીને તેના ઉપર નાંખવાથી તે બોલશે ને નાચવા માંડશે.

## દેહ રક્ષક મંત્ર.

**ઓમ્ પરબ્રહ્મ પરમાત્માને મમ શરીરે**
**પાહી પાહી કુરૂ સ્વાહા.**

**વિધી:**—આપણને કોઇ માણસ પર કે મન મુઠ ચોટ મારવાનો વહેમ હોય તો તેના પહેલાં આ મંત્રનો ૧૦૮ વાર જપ કરવો કે જેથી આપણને કાંઇ પણ નુકશાન થશે નહિ ને શરીરનું રક્ષણ થશે.

---

## શાંતિ સ્થાપક મંત્ર.

**ઓમ્ નમો આદેશ ગુરૂકુ ॥ બાલ રખે બાલની ॥**
**કપાલ રખે જોગીની ॥ મુખ રખે કુંભ કર્ણ ॥**
**પીઠ રખે વિભીષણ ॥ નખ રખે નરસિંહ ॥**
**કલેજા રખે કાલી ભવાની, કંમર રખે કૃષ્ણ દેવા**
**પીંડ રખે ગોરક્ષનાથ ॥ પડા પ્રાણ સાત રખે ગુરૂ પાસા ॥**
**ગુરૂકી શકતી મેરી ભકતી સ્ફુરો મંત્ર ઇશ્વરી વાચા ॥**

**વિધી:**–આ મંત્ર ભણતા પહેલાં છાણાંની ભભુતી ( રાખ ) મુઠીમાં રાખી તેનાપર દરેક વખતે મંત્ર પૂરો થાય કે ફુંક મારવી, એમ સાત વખત મંત્ર ભણી સાત ફુંકો મારી તે ભભૂતી શરીરે ચોળવાથી શરીરના [illegible] રોગો શાંત થશે.

## વેપાર વર્ધક મંત્ર.

**ચાલી કંકાલી મહાકાલી, સકલ સુંદરી જીવ્હા વ્હાલી, ચાર વીર ભૈરૂ ચોરાસી, તમતો પુજું પાન મીલાઇ, અબ બોલો કાલીકી દુહાઇ ॥**

**વિધી:—**દરરોજ પ્રાતઃકાળે વ્હેલા ઉઠી ન્હાઇ ધોઇ સ્વચ્છ કપડું પહેરી ઘીનો દીવો અને અગરબત્તીનો ધુપ કરી આ મંત્ર ૪૯ ઓગણપચાસ વખત જપવાથી ધંધો રોજગાર સારો ચાલે ને લક્ષ્મીની લીલા લ્હેર થશે.

---

## પરદેશગમન લાભદાયક મંત્ર.

**ઓમ્ અમૃતો ધવે અમૃતે શ્રાવય શ્રાવય, મમ માન સન્માન લાભ દેઇ સ્વાહા.**

**વિધી:—**જ્યારે પરદેશ જઇએ ત્યારે તે ગામમાં પ્રવેશ કરતા પહેલાં જમણા હાથની મુઠીમાં સાત કાંકરા રાખી આ મંત્ર સાત વખત ભણવો ને સાત ફુંકો મારી તે કાંકરા તે ગામના પાદરે જે ઝાડ હોય તેને મારવાથી તે ગામમાં આપણને અતીશય લાભ થાય.

---

## આધાશીશીનો મંત્ર

**ઓમ્ નમઃ દિશ ડુરૂકુ કલી ચલા કર કર ઠેલી ચલી હનુમાનકી હાક વાગે અર્ધશીશી નાસે**

**વિધી:—આ મંત્ર ભણી એક ચપટીમાં રાખ લેઇ તે ચપટીથી જે બાજુ આધાશીશી ચડી હોય છે તે બાજુની ભમ્મર પાસે ફુંક**

મારવી, એમ સાત ફુંકો મારી ભમ્મરની અપટી મુકી દેવી. એટલે આદાશીશી ઉતરી જશે. આદાશીશી મંગળ—ગુરૂ—શની ને રવીવારે સૂર્ય ઉગ્યા પહેલાં ઉતારવી અથવા સંધ્યાકાળે ઉતારવી.

---

## નજર ઉતારવાનો મંત્ર.

બાંધુ બાંધુ બાંધુ નજર બાંધુ, દુશ્મનકી આંખ બાંધુ
આંખકી કમાન બાંધુ, જાબેજા ઉતરજા
લગી નજર સો વાચા ચુકે તો વીર હનુમાનકી
ઓર લછમન ગુરૂ ગોરખનાથની આણ ફીરે
સ્કુરો મંત્ર ઇશ્વરી વાચા, સત્ય ગુરૂકા મંત્ર સાચા.

વિધી:—આ મંત્ર અગીઆર વાર જપી ભરમ મંતરીને કપાળે લગાડી હોય તો નજર ન લાગે, તેમ શનીવારે દોરાને ધુપ દઇ એકવાર મંત્ર જપી એક ગાંઠ બાંધવી, આ પ્રમાણે અગીઆર વખત મંત્ર જપી અગીઆર ગાંઠો વાળો જેને નજર લાગી હોય તેના ગળે બાંધવાથી નજર ઉતરી જાય.

---

## વીંછી ઉતારવાનો મંત્ર.

કાળા વીંછુ કવડે પાય, ઉતર વીંછુ પાતાલકું જાય,
ગુરૂકી શક્તિ મેરી ભક્તિ, ચલો મંત્ર ઇશ્વરી વાચા.

વિધી:—આ મંત્ર ભણી જ્યાં વીંછુ કરડયો હોય ત્યાં હાથ કરીને ઝાપટતાં જવું ને ફુંક મારી તે હાથ જમીનપર પછાડવો (ખંખેરવો) એટલે વીંછી ઉતરી જશે.

---

## વીંછી ઉતારવાનો મંત્ર.

ઓમ્ નમો ખટકી પાટ સુજકા વાણ
ઉતર બીછુ ખ્વાજા પીરકી આણ

**વિધી:**—આ મંત્ર કાળી ચૌદશ એટલે આસો વદી ૧૪ ની રાત્રે નહાઇ ધોઇ સ્વચ્છ વસ્ત્ર પેહેરી એકાંત સ્થળમાં ઘીનો દીવો તથા અગરબતીનો ધુપ કરીને એકવીસ વખત મનમાં એક ચીતથી જપવો એટલે તે સિદ્ધ થયો ગણાશે. ને પછી જ્યારે વીંછી ઉતારવો હોય ત્યારે તે મંત્ર સાત વખત મનમાં બોલી ડંખ ઉપર ફુંક મારવી ને જેને કરડયો હોય તેને પુછવું કે હવે કયાં સુધી છે. તે કહે કે ફલાણી જગ્યાએ તો તે જગ્યાએ રાખની લીટી કરી પાછો સાતવાર મંત્ર બોલી બીજી ફુંક મારવી એ રીતે જ્યાં સુધી ડંખમાં ન આવે ત્યાં સુધી મંત્રો બોલી ફુંકો માર્યા જવી. એટલે ડંખમાં આવી જશે.

---

## વીંછીના ડંખનો ઉપાય.

દોહરો.

અસલ હીંગ લઇ પાણીમાં ઘસી ડંખ લગાય;
( તો ) અલ્પ વખતમાં ઉતરી, ડંખે વીંછી જાય.
આમ્રવૃક્ષનું દુધ જો ડંખે ચોપડે જન.
તુરત ત્યાંથી ઉતરી શાન્તી પમાડે મન.

ચાર વાલ નવસારને જળમાં ઘસી કર લેપ;
વધે તે પ્રાસન કરો, (તો) વિષનો રહે ન ચેપ.
ચીચોડા આમલી તણા શીંઘડીઓ વછનાગ;
ઘસી ચોપડી શેકથી, દુખનો રહે ન ભાગ.
નેપાળાનું બીજ લઇ ઘસી ચોપડે ડંખ;
એક નીમીશમાં ઉતરી રાજી કરશે રંક.
ખાર પોટાસ તણો લઇ ઘસી લગાવે જન;
બહુ ચડે (તો) ઘડી એક લગ્ન પાવે હરખે મન.

મંત્ર પ્રકરણ સમાપ્ત.

# તંત્ર વિદ્યા વિલાસ.

## માટીનાં ચિત્રનો ચમત્કાર

જ્યારે કોઇ ગર્ભવંતી સ્ત્રીને પ્રસવ થાય ત્યારે તેના બચ્ચાના શરીર ઉપરની જે ઓર ઉતારી નાંખે છે તે છાનીમાની લાવીને સુકવી રાખવી અને જ્યારે આ ખેલ કરવો હોય ત્યારે એક બાજોઠ ઉપર માટીનાં ચિત્રો ગોઠવી રાખી પેલી સુકાયેલી ઓરનો થોડો ભુકો દેવતા ઉપર નાંખી તેનો ધુપ તે ચિત્રોને અથવા રમકડાંને કરવાથી તે રડતાં હોય તેવાં દેખાશે. ને જ્યારે રડતાં બંધ કરવાં હોય ત્યારે ગુગળનો ધુપ કર્યાથી પાછાં બંધ થઇ જશે.

## ચીત્ર ઉરાડવાનો પ્રયોગ.

ઘેટાંના પેશાબમાં અરીઠા કડુ અને ઉંટના મ્હોડે આવેલું ફીણ એટલી ચીજો એકઠી કરી હથેળીના તળીએ લગાડી સુકવવા, અને જ્યારે હાથ સુકાય ત્યારે ચીત્રના ઉપર તે હાથ ફેરવવાથી ચીત્રો દેખાતાં બંધ થશે અને જો પાછો તમે હાથ ફેરવશો તો પાછાં તે ચીત્રો પહેલાંની માફક દેખાઇ આવશે.

## વગર ગ્રહણે ગ્રહણ દેખાડવું

મોરના મ્હોંમાંથી પડેલું પીત્ત આરશીને લગાડવું અને તડકામાં ઉભા રહી તેમાં (આરશીમાં) સુર્યનું પ્રતીબીંબ જોવાથી ગ્રહણ થયેલુંજ દેખાશે.

## અદૃષ્ય વિધી

પારો સોમલ, દીવેલીયો અને નાગનું માંસ એટલી વસ્તુઓ એકઠી કરી પાણીમાં વાટી હાથે ચોપડવાથી તે હાથમાં લીધેલી વસ્તુ કોઇ પણ જોઇ શકશે નહીં.

## અદ્રશ થવાનો મંત્ર

કેક પક્ષીની આંખ્યનું ચુરણુ કરી તેનું જે કોઇ અંજન કરે તે અદ્રશ્ય થાય તેને દેવ લોકો પણુ દેખે નહીં એવો ચમત્કાર અસલના માણસો માને છે.

## સુવેલા દેડકાને બોલાવવાનો મંત્ર

દીવાળીના દહાડે મરેલો દેડકો લાવી તેમાં પારો ને લીંબડાનો રસ ભરીને નદી કાંઠે એક મહીનો જમીનમાં ઘાલી મુકવો પછી તેને જમીનમાંથી કાઢી લાવી હાથમાં મુકવો તો તે આપોઆપ બોલવા માંડશે.

## દુરનો અવાજ સાંભળવાનો મંત્ર.

ગધેડાની વીષ્ટા, મહાકાંગોણી, પીંપળી લીંમડાની છાલ એ ચારે જણુસો સરખા વજને લઇ તેના જેટલો પારો લઇને તાંબાના લોટામાં મુકીને ઉપરની ચારે જણુસોનું મીશ્રણુ કરી તે લોટામાં મુકીને કહાડવો. એ અર્કનાં ચાર ચાર ટીંપાં કાનમાં નાંખવાથી દુરનો અવાજ પણુ સાંભળી શકાય.

## ભુત પ્રેત વશ કરવાનો મંત્ર.

વડ વાગોળ પકડી લાવવી અને તેને પારો પાવો તે પાતી વખતે જે પારો બહાર પડે તે લઇને તેના બરાબર સીસું મેળવી તે બંનેનું કાજળ બનાવવું ને તે એક ડબ્બીમાં ભરી રાખવું. જ્યારે જ્યારે કામ પડે ત્યારે તેનું અંજન કરવાથી જે ભુતપ્રેતપર નજર પડે તો આપણા વશ થઇ આપણું કહેલું કામ કરે.

## ભુત કાઢવાનો મંત્ર

પોસ વદ ૧૩ ના દીવસે વીશાખા નક્ષત્ર હોય તે દીવસે મધ્ય રાત્રીએ પારસ પીંપળાને આમંત્રણુ કરવું. પછી બીજે દીવસે મધ્ય રાત્રીએ સ્નાન કરી શુદ્ધ કપડાં પહેરી કોઇની સંગાથે બોલ્યા ચાલ્યા

વગર મુંગે મ્હોડે પેલા પીંપળા પાસે જઇ તેને ધુપ, દીવો, નૈવદ ધરાવી પુંજા કરવી ને પછી તેનું એક મુગ કહાડી લાવી પવિત્ર જગ્યાએ મુકવું. ત્યાર બાદ જેના અંગમાં ભુત ભરાયું હોય તેને તે મૂળ ઘસીને આંખમાં અંજન કરવાથી તરત ભુત બોલવા માંડશે તેને યોગ્ય રીતે સમજાવી જતા રહેવા કહેવું તો તે જતું રહેશે ને ફરી આવશે નહીં.

## પાણીમાં ઘર બતાવવાનો મંત્ર

માસા અને દેડકાની ચરબી સરખે વજને લઇ તેને અગ્ની ઉપર તપાવી તેમાં કપાસની દીવેટ બીંજવી તે દીવેટ સળગાવવાથી ઘર જળમય દેખાય.

## થાક ન લાગે તેનો ઉપાય

વડવાગોળની ચાંચ ને પગ લાવી તેને બાળી ભસ્મ કરી તે ભસ્મ બેલફળના ચુરણમાં સરખા વજને મેળવી પરદેશ જતી વખતે પગના તળીયામાં લેપ કરી નીચેનો મંત્ર ૧૦૮ વાર જપવાથી તે માણસને થાક લાગશે નહી.

ઓમ્ નમો મહા પરબી અમૃત કુરૂ કુરૂ સ્વાહા.
કરાવો સ્વધા મારી સંહસી મહષા ચરની જક્ષ
કપાલ મલત પરીરે આગચ્છા આચ્છા ભગવત આસન.

## મોંમાં દેવતા રાખવાનો મંત્ર

અકકલગરો અને નવસાર તેને ઘણીવાર મ્હોંમાં ચાવી થુંકી નાંખવું પછી અંગારો મ્હોમાં મુકે પણ દાઝે નહી. આ પ્રયોગ ચાલાકીથી મ્હાવરો પાડી કરવો જોઇએ.

## તંત્ર વિદ્યા સમાપ્ત.

# વામ માર્ગની વિદ્યાઓની સમજ.

એનાં મૂળ કર્મ છ પ્રકારનાં છે શાન્તિકરણ, વશીકરણ, સ્તંભન વૈર, ઉચ્ચાટન તથા મારણ તેમાં શાન્તિકરણ વિદ્યાથી રોગ, જાદુ, ગ્રહો ઇત્યાદિની પીડા મટાડી શકાય છે વશીકરણ વિદ્યાથી મનુષ્ય કિંવા હર પ્રાણી કેવળ તાબે કરી શકાય છે. સ્તંભન વિદ્યાથી ગતિ રોકાય છે; વૈરથી પ્રેમ તથા સ્નેહનો નાશ કરી શકાય છે ઉચ્ચાટન સ્વદેશ ત્યાગ કરાવે છે ને જીવ બેચેનમાં રાખે છે મારણ વિદ્યાથી મુઠ, ચોટ મારી હરેક જીવ ધારીનો પ્રાણ બંધ કરી શકાય છે. એ દરેક કર્મ કરતી વેળાએ અમુક દિશાએ મુખ રાખવું પડે છે તે દિશાઓ ઇશાન, ઉત્તર, પૂર્વ, નૈઋત્ય, વાયવ્ય તથા અગ્નિ છે તથા તે દરેકની જુદી જુદી દેવીઓ હોય છે. અનુક્રમે રતિ, સરસ્વતી, લક્ષ્મી, જ્યેષ્ટા, દુર્ગા અને ભદ્રકાળી દેવીઓનું પ્રથમ પુજન કરવું પડે છે. જેઓના શ્વેત, રકત, પિળા, તામ્ર, ધુમ્ર અને સ્યામ રંગો છે, વળી એ કરવામાં ઋતુ વિચાર અવસ્ય છે પ્રાતઃકાળમાં હેમંત, સૂર્યોદય પછી વસન્ત બપોરે ગ્રીષ્મ, તે પછી વર્ષા, સાયંકાળે શિશિર અને મધ્યરાત્રી સમયે શરદઋતુ ભોગવાય છે. હવે હેમંતમાં શાન્તિ કર્મ, વસંતમાં વશીકરણ, ગ્રીષ્મમાં વૈર, વર્ષામાં ઉચ્ચાટન, શિશિરમાં સ્તંભન તથા શરદમાં મારણ પ્રયોગ ચલાવાય છે.

આ ક્રિયાઓ કરતી વખતે અને તેને લગતા મંત્રો જપતી વેળાએ બેસવાના આસનોમાં પણ ભેદ છે. શાન્તિકરણમાં સ્વસ્તિક વૈરમાં કુકટ, ઉચ્ચાટનમાં અર્ધ સ્વસ્તિક સ્તંભન તથા મારણમાં વિકટ વશીકરણમાં ભદ્ર એવાં આસનો ઉત્તમ ગણાય છે. મંત્રોમાં પણ પુરૂષ સ્ત્રી તથા નપુંસક એવાં ત્રણ લિંગ છે. જે દરેકને કાર્ય મુજબ વાપરવાં પડે છે. હરેક કાર્ય માટે જુદાં જુદાં પદ છે. જે જપતી વખતે

ઉપયોગમાં લેવાય છે. બંધન, ઉચ્ચાટન, દ્વેષ, તથા સંકીર્ણ કાર્યોની સિદ્ધિ માટે હુમ, છેદનમાં ફટ, અરિષ્ટ તથા ગ્રહ નિવારણમાં હુંફટ, બોધનમાં વૌષટ, અગ્નિ કર્મમાં સ્વાહા તથા બીજાં સર્વે પુજનોમાં નમઃ શબ્દનો ઉપયોગ થાય છે. હુંફટ પુરૂષ, સ્વાહા સ્રી, તથા નમઃ વાળા મંત્રો નપુંસક ગણાય છે. વશીકરણ તથા શાન્તિ કર્મમાં પુરૂષ ક્ષુદ્ર ક્રિયાઓમાં સ્રી તથા બીજાઓમાં નપુંસક મંત્રો વપરાય છે.

આ શિવાય અમુક વખત મંત્ર જપવા સારૂ જે માળાઓ વપરાય છે તેના દાણાઓમાં પણ ફરક છે. વશીકરણ મંત્રો માટે મોતી અથવા હીરાની માળા જોઇએ. આકર્ષણ માટે ગજ મુક્તાની માળા, ઉચ્ચાટન તથા વૈર માટે બેહેડાની માળા, મારણ સારૂ પોતાના મ્હોતે મુએલા ગધેડાના દાંતની માળ, ધર્મ કામાર્થ સિદ્ધિ માટે શંખમણિની માળા, સર્વ કામાર્થ સિદ્ધિ માટે પદ્માક્ષની તથા તમામ જાતનાં કાર્યો માટે રૂદ્રાક્ષની માળાનો ખપ પડે છે. એ દાણાઓ પરોવવાની દોરીમાં પણ જાત જાતની દોરીયો વપરાય છે. શાન્તિમાં કમળ તંતુની દોરી આકર્ષણ અને ઉચ્ચાટન માટે ઘોડાના પુંછના વાળની દોરી, મારણમાં માણસની નસની દોરી તથા બહેડા ઇત્યાદિની માળા સુતરની દોરીમાં પરોવવામાં આવે છે. મોતીની માળાના ૨૭ દાણા જોઇએ. બેહેડાના ૧૫ મણકા અને બીજી બધી માળાઓમાં ૧૦૮ દાણાઓ જોઇએ તે ફેરવવાની યુક્તિ અને નિયમ બહુજ ગુપ્ત રાખવામાં આવે છે. શાન્તિકરણ સ્તંભન અને વશીકરણમાં અંગુઠો અને વચલી આંગળીથી માળા ફેરવવી. આકર્ષણમાં અંગુઠો અનામિકાથી માળા ફેરવવી અને વૈર તથા ઉચ્ચાટનમાં અંગુઠો તથા તર્જની આંગળીથી માળા ફેરવવી, તેમજ મારણના પ્રયોગમાં અંગુઠો તથા કનિષ્ટા આંગળીએ માળાના દાણા ફેરવવા જોઇએ.

મંત્રોનો જપ ત્રણ પ્રકારનો છે. વાચિક, ઉપાંશુ તથા માનસ. વાચિક મંત્ર અન્ય કોઇ સાંભળે તેમ સ્પષ્ટ બોલાય છે. ઉપાંશુમાં માત્ર ઓષ્ટ–હોઠ હાલે છે. માણસ મંત્રમાં અંતર ઉચ્ચારણજ થાય છે. વળી જુદાં જુદાં કાર્યો માટે જુદી જુદી વસ્તુઓનો હોમ કરવામાં આવે છે. અને તે તે પદાર્થોનું અગ્નિમાં હવન થાય છે. શાન્તિકરણમાં દુધ, ઘી, તિલ, પિપલ, પુષ્ટિમાં બીલીપત્ર, ઘી, વશીકરણમાં રાઇ, લવણ–મીઠું, ઉચ્ચાટનમાં કાગડાની પાંખ, મોહનમાં ધંતુરાનાં બીજ મારણમાં લોહીની મેળવણીવાળું ઝેર એ મુજબ પદાર્થો હોમવામાં આવે છે. એ વસ્તુઓનું હવન કરતી વખતે અમુક મુદ્રાથી કામ થાય છે. અને અજ્ઞાનતાથી ખોટી મુદ્રાનો ઉપયોગ થયે કરનાર ધણી અને તેનું કામ ભારી નુકશાન પામે છે. વખતે જીવ પણ જાય છે એવી હોમ મુદ્રા ત્રણ છે જેને શુકરી, હંસી અને મૃગી કહે છે. આહુતી દેતી વખતે જે હાથને સંકોચી આપવામાં આવે છે તેને શુકરી, કનિષ્ટિકાને છોડી જે દેવામાં આવે છે તેને હંસી અને તર્જની તથા કનિષ્ટાના મેળાપથી જે આહુતી આપવામાં આવે છે તેને મૃગી મુદ્રા કહે છે. એ ઉપરાંત પ્રયોગ કરતાં જે આસનો વપરાય છે તે પણ જુદા જુદા ચામડાનાં હોય છે, વશીકરણ માટે મેંઢાના ચામડાનું આસન જોઇએ, આકર્ષણ સારૂ વાઘના ચામડાનું ઉચ્ચાટન માટે ઉંટના ચામડાનું, વિદ્વેષ સારૂ ઘોડાના ચામડાનું અને મારણ માટે ભેંસના ચામડાનું આસન વપરાય છે. એના ઉપર અમલ કરવાને સંખ્યાબંધ મંત્રો, બીજાં, યંત્રો અને તંત્રો તથા ક્રિયાઓ છે વળી તેના ઉપયોગમાં બીજી અપ્રસિદ્ધ બારીકીઓ છે જે કોઇ બીજી વખતે બતાવીશું. આ વિદ્યાઓ ગુરૂ વિના સાધ્ય થઇ શકતી નથી. કારણ કે તેમાં જો જરીક પણ ખામી રહી જાય છે તો ધાર્યા કરતાં ઉલટું પરિણામ આવે છે. આ બાબત માસ્તર નાનાલાલ મગનલાલ જેઓ મંત્રનું કામ મફત કરે છે તેઓ વધારે માહીતી ધરાવે છે, અને તેમની

સલાહ પણ એજ છે કે આવી બાબતમાં અતીશય ઉંડા ઉતરવાની હાલના જમાનાને જરૂર નથી. કારણ કે પરમાર્થ કરતાં સ્વાર્થ તરફ દહાડે દહાડે લોકો વધારે વળતા જાય છે. તેવા વખતમાં તો ફક્ત આવી વિદ્યાઓની જે જે ગ્રંથોમાંથી માહિતી મળે તેને ગુહ્ય સ્વરૂપમાં અજાને કંઇ આભાસ રૂપે જણાવવી એ હિતકર છે.

---

## અનુભવ કરવા લાયક ચમત્કાર.

એક માણસ કલકત્તે રહેતો હોય તેની સાથે તાર ટપાલ કે એવાંજ કોઇ પણ બહારના સાધન વિના મુંબઇ રહેનાર તેના સગાને વાત કરવી હોય તો તે કેવી રીતે કરી શકે તે બાબતનો આર્ય શાસ્ત્રકારોનો ઉપયોગી અખ્તરો સાબીત કરી આપવાને આ લેખ લખવામાં આવ્યો છે તે પ્રત્યે દરેક વાંચનારને ધીરજથી શાંત ચિત્તે લક્ષ રાખી વાંચવાને ભલામણ કરીએ છીએ.

જેમ તારનો સંદેશો એક સ્થળેથી બીજે સ્થળે લેઇ જવા માટે માર્ગમાં તારનાં દોરડાં નાંખ્યાં હોય છે, તેમ એક માણસનો માનસિક સંદેશો બીજા માણસને પહોંચાડવા માટે માર્ગમાં આકાશ નામનું તત્વ જેને હાલનું સાયન્સ ઈથર કહે છે, તે તારના દોરડા રૂપ છે. તાર ઓફીસમાં સંદેશો મુકવા તથા લેવા માટે જેમ એક સોય જેવું યંત્ર છે, અને તેને હલાવવાથી સંદેશો મુકાય છે કે જવાબ મેળવાય છે, તેમ મનુષ્યના માથામાં પિનીયલ ગ્લેન્ડ જેને યોગ શાસ્ત્ર બ્રહ્મરંધ્ર કહે છે તે એક માંસલ ગ્રંથિ છે, તેની સાથે ઇથરનાં મોજાં અથડાવાથી તે ગતિમાન થાય છે. અને તેથી મનુષ્યને જે સંદેશો આવ્યો હોય કે તેનું ભાન થાય છે.

એક મનુષ્ય બીજા મનુષ્ય સાથે વાત કરે છે, ત્યારે તેના બોલેલા શબ્દો તેને સાંભળવાનું કારણ એ છે કે બોલવાની ક્રિયાથી જેમ પાણીમાં કાંકરો નાંખવાથી પાણીમાં મોજાં થાય છે, તેમ હવામાં વાયુનાં મોજાં થાય છે, અને તે મોજાં કાનને અથડાવાથી આપણને શબ્દ સાંભળવામાં આવે છે. આ વાયુ જેમ બધે પ્રસરી રહ્યો છે તેમ આકાશ નામનું એક સુક્ષ્મ તત્વ પણ બધે વ્યાપી રહ્યું છે. આપણા શરીરમાં પણ તે વ્યાપી રહ્યું છે. એ તત્વમાં જ્યારે આપણે કોઈ માનસિક વિચાર કરીએ છીએ ત્યારે મોજાં થાય છે, અને તે ચારે બાજુએ ફેલાય છે એકાગ્ર થઈને જ્યારે કોઇ માણસ કાંઇ વિચાર કરે છે ત્યારે તે વિચારનું મોજું બહુ બળવાળું થાય છે, અને પછી તેને જે દિશામાં મોકલે છે ત્યાં બહુજ વેગથી જાય છે. આ પ્રમાણે વિચારના એકાગ્રતા પુર્વક વેગથી મોકલેલાં મોજાં સામા માણસના અંતઃકરણમાં આવીને અથડાય છે. અને તેથી સામા માણસને તેનું જ્ઞાન હોય તો અમુક માણસ શું કહે છે તે સ્પષ્ટ સમજાય છે ને જ્ઞાન ન હોય તો એવો સંદેશો જે રૂપમાં આવ્યો હોય તેવા વિચારો ઉપજે છે.

આ જગતમાં જડ અને ચેતન સઘળી વસ્તુઓમાંથી એક પ્રકારનું નજરે ન દેખાય એવું સુક્ષ્મ દ્રવ્ય—ઓજસ—વહ્યા કરે છે. કેટલીક વસ્તુઓમાંથી વહેતા એ દ્રવ્યને આપણે સુંઘવાની ઇંદ્રિયથી જાણી શકીએ છીએ, કારણ કે તે દ્રવ્ય સુંઘવાની ઇંદ્રિય—નાક—જાણી શકે એવો વાસ હોય છે. કપુર અથવા હીંગ આપણાથી દશ બાર હાથ છેટે હોય તોપણ તે પદાર્થો આટલામાં પડયા છે તે આપણે જાણી શકીએ છીએ તેનું કારણ એ છે કે તેમાં વહેતું સુક્ષ્મ દ્રવ્ય આપણા નાકમાં આવે છે. અને વાસ—ગંધને જાણનારા આપણા નાકમાં રહેલા જ્ઞાનતંતુઓ તેને ઓળખે છે. વનમાં ઉગેલા ફુલોની વાસ વનમાં બે બે ગાઉ દુર સુધી જણાય છે. તેનું કારણ ફુલોમાંથી વહેતું એ

સુક્ષ્મ દ્રવ્ય વાયુ વાટે તણાતું આવે છે, અને માણસોના નાક સાથે તેનો સંબંધ થાય છે તે જ છે. એમાં કેટલાકનું દ્રવ્ય એવું છે કે જેને માણસો નથી સમજી શકતાં પણ પશુ પક્ષી સમજી શકે છે. આ સુક્ષ્મ દ્રવ્યને અંગ્રેજી જાણનારાઓ મેગ્નેટિક ફ્લ્યુઈડ અથવા એનિમલ મેગ્નેટિઝમ કહે છે. આ સુક્ષ્મ દ્રવ્ય જેને નજરે જોવા ઇચ્છા હોય તેણે નીચે બતાવ્યા પ્રમાણે પ્રયોગ કરવાથી ખાત્રી થશે. મનુષ્ય, ઝાડ, પશુ, પક્ષી, કે ફળ ફળાદિ ઉપરાંત સોનું રૂપું કે લોઢું ને પથ્થરમાંથી પણ એક પ્રકારનું સુક્ષ્મ દ્રવ્ય વહે છે. એવો અનુભવ યોગ્ય પ્રકારના પ્રયત્નથી અને સાધનથી ગમે તે માણસ સિદ્ધ કરી શકે છે.

**સુક્ષ્મ તત્વ જોવાની વિધી**—ત્રણ અથવા ચાર હાથ પહોળો અને છ સાત હાથ ઉંચો, પુર્ણ કાળા રંગનો પડદો તૈયાર કરાવવો. તે પડદાને સંધ્યાકાળે મળશુગળુ અજવાળુ રહે ત્યારે એક ભીંત સાથે ટાંગવો, અને તે પડદાની આગળ ત્રણ અથવા ચાર હાથને છેટે એક નીરોગ સુદ્દઢ શરીરના માણસને ઉભો રાખવો. તે માણસને પડદાના મધ્ય ભાગે એવી રીતે ઉભો રાખવો કે જેથી તેની બન્ની બાજુએ એક અથવા દોઢ હાથ જેટલી પડદાની કાળી ભોંય, જોનારને દેખાતી રહે. તમારે તે માણસથી પંદર અથવા વીસ પચ્ચીસ હાથને છેટે એવી રીતે ઉભા રહેવું કે તેની આકૃતી પડદાની કાળી ભોંયપર ચીત્રેલા જેવી દેખાય પછી થોડીવાર સુધી તમારી આંખ્યોને મીંટ માર્યા વીના ખુલ્લી રાખી જોયા કરશો એટલે ધીમે ધીમે તેના શરીરમાંથી વહેતાં પ્રકાશનાં કીરણો દેખાશે ને તે વધતાં વધતાં એટલાં બધાં દેખાશે કે પડદાની કાળી બાજુ તો તમે બીલકુલ દેખશો નહિ. પણ તે માણસ તમામ ચળકતા કીરણોથી વીંટળાઇ ગયેલો જોશો. આ તે સુક્ષ્મ તત્વ છે કે જેને **એનીમલ મેગ્નેટીઝમ** કહે છે એજ તેનું જીવનતત્વ છે અને માણસ જ્યારે કોઇ પણ પ્રકારના કામમાં

ભર્યો રહે છે ત્યારે તેની મહેનતના પ્રમાણમાં આ દ્રવ્ય વહેતુંજ રહે છે પરંતુ સમાધિ નિંદ્રા કે ધ્યાનમાં તે બહાર વહી જતું નથી પણ બહાર નીકળી પાછું અંદરજ સમાઈ જાય છે અને તેથી આપણે એવી અવસ્થાઓમાં જ્યારે ઉઠીએ છીએ ત્યારે શરીર નવા બળવાળું લાગે છે.

---

## નવાઇ જેવા સહેલા ચમત્કારો.

### વૈરાટ સ્વરૂપ

દરેક માસની શુદ ૧૨ થી માંડીને વદી ૬ સુધીમાં જ્યારે ચંદ્રમા સ્વચ્છ પ્રકાશતો હોય અને આકાશ વાદળાં રહિત હોય ત્યારે વૈરાટ સ્વરૂપનો ચમત્કાર જોવાની ઇચ્છા રાખનારે ઝાડી અને ટેકરા વગરના મેદાનમાં જવું. ત્યાં ઉભા રહી પોતાના પડછાયાના શિરોબિંદુ ઉપર ચંચળ વૃતિનો ત્યાગ કરીને એકાગ્ર ચિત્તથી આસપાસની દિશાઓમાં ન જોતાં આંખોની મીંચ માર્યા વગર સ્થિર દ્રષ્ટિથી જોયા કરવું. આવી રીતે કેટલીક વેળા સુધી જોઇ રહેતાં જ્યારે તમને આસપાસ પ્રકાશનાં કુંડાળાં જણાય, ત્યારે તમારે પોતાના પડછાયાને આંખની મીંટ માર્યા વગર એકદમ લંબાવી આકાશ સામું જોવું. અહા ! કેવો વિલક્ષણ ચમત્કાર !! જોનાર આ વખત સ્વચ્છ આકાશમાં પોતાનો મોટો ને ભયંકર શરીરના આકારનો પડછાયો જોશે અને તે પડછાયામાં ચળક ચળકતા તારાઓના સમુહને જોઇ ખચીત તે આનંદાશ્ચર્ય પામ્યા વગર રહેશે નહીં.

## હાથ પાતળો કરવો.

કોઇ પણ ન્હાના અથવા મોટા માણસને દીવાની સામે બેસાડી ને તેના હાથના પંજાને કપાળના ઉપલા ભાગને અડાડી દીવા સામે બંને આંખોની નજર બરાબર ઠરાવી કાંડાને એકી નજરે થોડી મીનીટ જોવાનું કહો એટલે તરત તે તેનું કાંડુ ઘણુંજ પાતળું લગભગ આંગળી જેવું જોઇને અજબ થશે કે આ તે કેવો ચમત્કાર !

## સુતેલાને જગાડવો.

કોઇ પણ સુતેલા આદમીને ભર ઉંઘમાંથી જગાડવો હોય તો તેની પથારી આગળ બેસી આપણે જો થોડી મીનીટ તેની આંખ્યો સામે એકી નજરે જોઇ રાખ્યું હોય તો પેલો સામો માણસ તરત જાગી ઉઠશે, અને આપણા તરફ સાનંદાશ્ચર્યથી જોશે.

## કાનમાં કૌતક.

બંને કાનમાં આંગળીઓ ઘોચી રાખી બહારના પવનને કાનમાં જતો અટકાવ્યો હોય તો નાના પ્રકારના નાદ ( અવાજ ) સાંભળવામાં આવે છે ને તેથી રમુજ ઉપજે છે.

## અજબ ગમ્મત.

બંને હાથની વચલી આંગળીઓ બંને કાનના વેહમાં મજબુત રીતે ઘાલીને બંને હાથના અંગુઠા વડે આંખ્યો મીંચી તેના ડોળા દબાવ્યા હોય તો વર્ષાદના જેવી ગર્જના સાંભળવામાં આવશે. તેની સાથે ઘણો સુંદર પ્રકાશ પણ જોવામાં આવશે. આ પ્રયોગ ઝાઝો વખત કરવો નહિ.

## ભયંકર અવાજ.

એકાંત જગા કે જ્યાં સઘળું ચુપાચુપ છે, અને તેને લીધે આસપાસ સર્વત્ર શાન્તપણું પ્રસરી રહ્યું છે. એવા સ્થાનમાં સ્થિર

ચિત્તથી બેસશો તો તમારા સાંભળવામાં એક જાતનો ઝીણો અને ભયંકર અવાજ આવ્યા કરશે.

## અંતરદ્રષ્ટિ જ્ઞાન.

શાન્ત સ્થળના એક ઓરડામાં સ્થિર ચિત્તે ( બીજા વિચારો અંતઃકરણમાંથી દૂર કરીને ) બેસી આંખને અર્ધ ઉઘાડી રાખી એકાદ દેવની છબી ને થોડી મીનીટ એકી ટશે જોઇ રહેશો એટલે આંખો મિચવાની તૈયારી થશે અને આખો ઓરડો અંધકારથી છવાઇ ગયેલો જણાશે. તે વખતે પેલી દેવની છબી બરાબર દેખાય નહી કે તરત એકદમ આંખ્યો મીચી જવી. આમ કરવાથી તે દેવની છબી અંતરદ્રષ્ટિથી જોવીને તેવીજ પાછી દેખાશે. આ ક્રિયાના અભ્યાસમાં વધારો થવાથી આગળ જોયેલી ચીજને અંતરદષ્ટિથી વર્તમાન સમયે તે કવી છે, તે યથાર્થ જોઇ શકાશે. કેટલાકને આ ક્રિયા સાધતાં અતીંદ્રિય જ્ઞાન પણ થાય છે.

## પરચુરણ.

નાકના જમણા છિદ્ર વાટે પવન નીકળતો હોય તેને બંધ કરીને જો ડાબે માર્ગે વહન કરવો હોય તો જમણા પગનો ઢીંચણ જમણા હાથની કાખલીમાં દબાવીને બેસવું એટલે કુદરતી રીતે તેમ થશે. ડાબા છિદ્રમાંથી જમણા છિદ્ર વાટે પવન વહેવરાવવો હોય તો ડાબો ઢીંચણ ડાબી બાજુથી હાથની કાખલીમાં દબાવીને બેસવું.

સ્થિર ચિત્તથી કોઇ પણ ચીજ સામે થોડી મિનિટ જોઇ રહેવાથી આંખ્યો મિંચાઇ જઇને કૃત્રિમ નિંદ્રા આવે છે, આ બધા પ્રયોગો મારા અજમાવેલા છે અને તે સાવચેતીથી કરવાથી કોઇ પણ પ્રકારનું નુકશાન થતું નથી. પરંતુ તે ઉપર જો વિચાર કરવામાં આવે તો લાભ થાય છે.

## પેટનો મેદ ઉતારવાનો ઉપાય.

કેટલાક માણસોનાં પેટ મોટાં વધી જવાથી શારીરિક કાર્યો કરવામાં તેમને અધિક શ્રમ જણાય છે, અને ખાવા પીવામાં પ્રકીથી યોગ્ય સાવધાનતા સેવતા છતાં પણ ધાર્યાં જેટલો લાભ તેમને જણાતો નથી. આવા માણસોથી નિયમિત કસરત વગેરે પણ સહેલાઇથી થઇ શકતી નથી તેમના આરોગ્યમાં વારંવાર બગાડ થવાનો સંભવ રહે છે. કેટલાક માણસોને કોઇ પહાડી પ્રદેશમાં નોકરી અથવા અન્ય પ્રસંગે રહેવાનું થાય છે તો તે સ્થળના પાણીના વીકારથી પેટ મોટાં થવા માંડે છે. આવા માણસોના લાભને સારૂ નીચેની સહેલી કસરતોઉપયોગીછે.

કસરત પહેલી—જમીનપર લાંબા હાથ નાંખી ચત્તા સુઇ રહેવું પછી ખભા તથા પગની એડીની વચ્ચેનો શરીરનો ભાગ જમીનથી બને તેટલો અદ્ધર ઉંચો કરવો; અને ધીમેથી પાછો જમીન ઉપર લાવવો. આ કસરત કરવામાં ખભા તથા પગની એડી જમીનને અડકે અને વચલો ભાગ જમીનથી કમાનના આકારમાં અદ્ધર થાય એવી સંભાળ રાખવાની છે.

કસરત બીજી—જમીનપર ચત્તા સુઇ રહેવું, અને બંને હાથનાં આંગળા ખભા ઉપર મુકવાં; પછી ઉપરની કસરતમાં જણાવ્યા પ્રમાણે શરીરને અદ્ધર ઉંચુ કરવું, તથા નીચે આણવું. ઉંચા થતી વખતે બને તેટલા પ્રયત્ને પેટને અંદર સંકોચવું અને નીચા આવતી વખતે તેને ફુલાવવું. આ કસરતથી બંધકોશ મટી જાય છે તથા જઠરાના વ્યાધી નિવૃત થઇ પાચન શકિત બળવાન થાય છે.

કસરત ત્રીજી—ચત્તા સુઇ રહેવું અને બંને હાથનાં આંગળાં ભેગાં કરી માથા નીચે રાખવાં. પછી પગને ઘુંટણમાંથી કાટખુણે વાળી જમીનથી અદ્ધર રાખવા. પછી બંને ઘુંટણને જમણી બાજુ તથા

ડાબી બાજુ અને ત્યાં સુધી નમાવવાં. આ કસરતથી મુત્રાશયના વ્યાધિ દુર થઇ આંતરડાં મજબુત થાય છે.

**કસરત ચોથી**—જમીન ઉપર સીધા ઉભા રહી બંને હથેળીઓ કેડથી ચાર આંગળ નીચે દરેક બાજુએ રાખવી. પછી કેડમાંથી પાછલી બાજુ તરફ બને તેટલા વળવા પ્રયત્ન કરવો. વળતી વખતે પેટને બને તેટલું જોર આવવા દેવું.

**કસરત પાંચમી**—જમીનપર ઘુંટણીએ પડી બંને હાથ પાછળ લાંબા રાખવા; પછી પેટને સહન થાય તેટલા બળથી ઘુંટણ સાથે દબાવી જમીન તરફ નીચા વળવું; પુરેપુરા જમીનને માથુ અડકે ત્યાં સુધી નીચા વળવા યત્ન કરવો અને તે પછી પાછા ઉંચા થવું. આ કસરતથી પેટની ચરબી ઓછી થઇ પેટ નાનું થવા માંડે છે.

**કસરત છઠ્ઠી**—જમીન ઉપર ઘુંટણીએ પડી હાથ માથા ઉપર સીધા લાંબા રાખવા પછી બને તેટલા પાછળ વળવું. આ કસરત કરતી વખતે પેટ ઉપર બંને તેટલું જોર આવવા દેવા પ્રયત્ન કરવો. બને તેટલા પાછળ વળ્યા પછી પુર્વ સ્થીતિમાં આવવું.

ઉપર બતાવેલી કસરતોમાંથી પહેલી તથા બીજી કસરત પાંચ વખત કરવી, ત્રીજી આઠ વખત, ચોથી પાંચ વખત, પાંચમી દશ વખત તથા છઠી બાર વખત કરવી. આ કસરતો કરવાથી પેટ નાનું થાય છે એટલુજ નહી પરંતુ જઠર, યકૃદ, મુત્રાશય વગેરેના વ્યાધી નીવૃત થઇ બંધકોશ તદન મટી જાય છે મોટાં પેટ ન હોય તે માણસો પણ જો ઉપર પ્રમાણે કસરતો કરે તો સુદઢ આરોગ્યતા પ્રાપ્ત કરી શકેછે.

---

# સાપની જાતો અને ઇલાજ.

દર્વીકર ફેણવાળા—એ નાગની ગતિ ઘણી હોય છે. તેમની ફેણુ મોટી તથા તેનાપર ચક્ર, હળ, છત્ર, અંકુશાદિ ચિન્હ હોય છે. એ નાગ ઘણું ખરૂં દીવસેજ ફરવા નીકળે છે ને જ્યાં ડંખ મારે છે તે જગ્યા કાળી થઇ જાય છે અને સર્વે વાયુનાં લક્ષણ થાય છે. આખા શરીરમાં ઝેર ફરી વળી લોહી કાળું પાડી નાખે છે. મુખ કાળું પડી જાય છે, ને શરીર ફીકુંફચ દેખાય છે. શરીરમાં ગોટલા ઘાલ્યા હોય તેમ સોજા ચઢે છે. માથું ભારે થાય છે, ડંખવાળી જગ્યાએથી પાણી ઝરે છે, મોંમાંથી વારંવાર થુંક છુટે છે, ઉલટી થાય છે, ઘેન ચઢે છે, શરીરના સાંધા કળે છે, દાહ ઉઠે છે, પેટ ચઢી આવે છે અને બેભાન થઇ માણસ મૃત્યુ પામે છે.

અસાધ્ય લક્ષણ—ફેણવાળા નાગે જો વડના ઝાડ નીચે મંદીરમાં મસાણમાં, સવારે દર આગળ, મધ્યાને સાયંકાળે ડંખ કર્યો હોય અથવા ભરણી, અશ્લેષા, મઘા, મુળ, કૃતિકાને પાંચમના દિવસે ડંખ કર્યો હોય તો તે અસાધ્ય છે.

મંડળી–કાબરચિત્રો નાગ—એ જાતના સાપ ઘણા ખરા સંધ્યાકાળે ફરવા નીકળે છે. તેના અંગ પર ચકરડાં હોય છે ને તે માંછલાના રંગના હોય છે. કુંડાળાં અનેક જાતનાં હોય છે, તેઓ ઘણું ચાલી શકતા નથી. આ સાપ જ્યાં ડંખ મારે છે ત્યાં નરમ સોજો ઉઠે છે તથા પીતવિકારનાં ચિન્હ થાય છે, શરીર પીળું થઇ જાય અને ડંખ ઉપર દાહ ઉઠે છે. આખા શરીરે સોજો ફાટી પ્રસરે છે; પરસેવો છુટે છે અને તરસ ઘણી લાગે છે. સાંધા ઢીલા પડે છે, ચઢે છે તથા બેભાન થઇ આખરે માણસ મૃત્યુ પામે છે.

**અસાધ્ય લક્ષણ**—અજીરણવાળાને, બાળકને, વૃદ્ધને, ભુખ્યાને પીત્ત રોગથી પીડાતાને. નબળાને, પ્રમેહવાળા તથા ગર્ભવંતી સ્ત્રીને કરડયો હોય તો તે અસાધ્ય છે.

**રાજીલ એટલે રાજમાન**—એના આખા શરીરે ચીત્ર વિચીત્ર રંગની લીટીઓ હોય છે. જ્યાં ડંખ મારે તે જગ્યા ધોળી થાય છે. તે ડંખપર સોજો આવી તે જગ્યા માઠણી થાય છે. શરીરનું લોહી સફેદ થઇ અંગ ફીકું દેખાય ને શરીર ભારી થાય છે ડંખ પસરે છે, નાક આંખને મોંઢામાંથી પાણી છુટે છે. માંથુ સખત ચઢે છે. ગરદન અકડાઇ જાય છે. ટાઢીઓ તાવ આવે છે. શરીર ઢીલું થઇ જાય છે ને બીજાં લક્ષણ ફેણવાળા નાગના જેવાં થાય છે.

**અસાધ્ય લક્ષણ**—અજીરણવાળો, વૃદ્ધ બાળક, ગર્ભણી સ્ત્રી, પ્રમેહનો રોગી તથા નબળાઇના શરીરવાળાને કરડે તો તો તે અસાધ્ય છે,

**ઝેરી ડંખની પરિક્ષા**—ડંખ દેખીતો ન હોય તો શું કરવું? કોઇ પણ જાનવરે ડંખ કર્યો હોય તો, ને દીઠામાં ન આવે તો નાગરવેલના એક પાનને હાથમાં ચોળીને ડંખવાળી જગ્યાપર ઘસવું; જો ડંખ ઝેરી જાનવરે કર્યો હશે તો તે જગ્યા કાળી પડી જશે. (૨) ખેતરમાંથી કાળી માટી ખવરાવવી. ને જો તે તીખી લાગે તો સાપનો ડંખ છે એમ સમજવું. ખાટી લાગે તો ચાકળનો ડંખ જાણવો ને મીઠી લાગે તો ઉંદરનો ડંખ સમજી લેવો. (૩) કરમદાનું તાજું મુળીઉં આશરે અડધો તોલો લેઇ નવટાંક પાણીમાં ઘસીને પાવું. ઝેર શરીરમાં હશે તો ઉલટી નહીં થાય ને ઝેરી જાનવરે ડંખ નહીં માર્યો હોય તો ઉલટી થશે. (૪) સર્પના ડંખનોજ વહેમ હોય તો લાલ સુકાં મરચાં ખવરાવવાં. જો તીખાં ન લાગે તો સાપનો

ડંખ છે એમ જાણવું તથા જરા મીઠું લેઇ મસળવું તે જો ખારૂં લાગે તો સાપનો ડંખ નથી એમ સમજવું.

સર્પ ડંખના ઉપાય—ડંખની ઉપર ચાર પાંચ આંગળને છેટે મજબુત દોરો બાંધવો વગી તેના ચાર તસુ આગળ બીજો સખત દોરો બાંધવો એમ ચાર પાંચ દોરા ઉપરા ઉપરી છેટે છેટે બાંધવાં પછી ડંખ વાળી જગ્યાએ નસ્તર મુકીને લોહી કાઢી નાંખવું એટલે તેની સાથે ઝેર પણ નીકળી જશે. પછી લોઢું ઉંનું કરીને અથવા બળતા અંગારાને ઉનો ઉનો ચાંપી ડામ દેવો (દોઢ મીનીટ સુધી ડામ દાબી રાખવો) અથવા બંદુકનો દારૂ મળી આવે તો થેડો ડંખ ઉપર મુકી સળગાવો ને પછી કારબોલીક એસીડ અથવા નાઇટ્રીક એસીડ ચોપડવો આ ઇલાજો ચાલાક ને હિમ્મતવાન પુરૂષેજ કરવા.
(૨) કડવા લીંબડાની લીંબોળીયો મગજ, સીંધાલુણ તથા મરી દરેક ૦ા તોલો લેઇ ઘી સાથે ચટાડવુ. આ ઉપરાંત બીજા ઘણા ઉપાય છે.

## પ્લેગથી બચવાના ઉપાયો.

હાલમાં જુદે જુદે સ્થળે પ્લેગના કેસો થતા સંભળાય છે તેના વખતમાં લોકોએ વધારે સાવચેત રહેવાની જરૂર છે દરેક જણે બનતા સુધી મિતાહારજ સેવવો, અથવા એકજ વખત જમવું અશુદ્ધ હવામાં રહેવાથી રોગના અનેક જંતુઓ આપણા શરીરમાં આવ જાવ કરે છે માટે બનતાં સુધી દરરોજ શુદ્ધ હવામાં થોડો વખત પણ ફરવા હરવા માટે જવું જોઇએ. ઘરનાં બારી બારણાં હવાના સંચાર માટે ખુલ્લાં મુકવાં કે જેથી કરીને અશુદ્ધ હવા ઘરમાં એકઠી થઇ રહે નહી. રાત્રીએ પણ બારી બારણાં બંધ કરવાં નહી. શરદી લાગે તો વસ્ત્ર ઓઢવું

પરંતુ અશુદ્ધ હવા એકઠી થવા નહીં દેવા સારૂ બારી બારણાં તો ઉઘાડાંજ રાખવાં જોઇએ. વળી લોકોએ પ્લેગની વાતો સાંભળી ભડકવું કે ગભરાવું નહીં, પણ હિમ્મત રાખી ઇશ્વર સ્મરણ કરવું. કારણ કે જેટલા લોક ખરા રોગથી મરે છે તે કરતાં દશ ગણા લોક ભયથી મરણ પામે છે. એના સંબંધમાં એક વાત છે કે—એક મુસાફરને રસ્તામાં મરકી (પ્લેગ) મળી. તે મુસાફરે તેને પુછયું "તમે ક્યાં જાઓ છો અને શા માટે જાઓ છો ?" મરકી બોલી "હું કેરો નામના શહેરમાં ત્રણ હજાર માણસોનું ભક્ષણ કરવા જાઉં છું?" કેટલાક દહાડા વીત્યા પછી મરકી જ્યારે પાછી આવતી હતી ત્યારે તે મુસાફરે પુછયું કે તમે ત્રણ હજાર માણસોનો ભોગ લેવા ગયાં હતાં પણ મેં તો સાંભળ્યું કે ત્રીસ હજાર માણસ તમારા ભોગ થઇ પડયા છે તેનું શું કારણ? મરકીએ જવાબ દીધો, મેં તો માત્ર ત્રણ હજાર માણસોનોજ નાશ કર્યો છે પરંતુ બાકીના સતાવીસ હજાર મારો તે સ્થળમાં મુકામ હોવાથી ભય પામીને મરણ પામ્યા છે. આ ઉપરથી સાર એટલોજ લેવાનો છે કે જેમ તળાવનું જળ વરાળરૂપે થઇ ઉંચે જઇ વાદળાંઓને પોષે છે અને તે જ વાદળાં પાછાં વર્ષાદના રૂપે તળાવોને પોષે છે તે જ પ્રમાણે શરીર મનને પોષે છે અને મન શરીરને પોષે છે. માટે લોકોએ આવા વખતમાં બનતી સ્વચ્છતા તથા ધાર્મીક વૃતી રાખવી એજ ઉત્તમ ઉપાય છે.

**પ્લેગની દેશી** દવા—"કાળીપાટ" કરીને વનસ્પતી થાય છે અને તે ગાંધીને ત્યાં વેચાતી મળે છે તેને ઘસીને ગાંઠ ઉપર ચોપડવાથી તથા એનેજ દીવસમાં ત્રણ વખત પીવાથી ઘણા પ્લેગના કેસ સારા થાય છે. ડાકોરમાં આ ઉપાયથી ઘણા લોકોને ફાયદો થયો છે માટે જે ગામોમાં પ્લેગ ચાલતો હોય ત્યાં આ દવાનો છુટથી ઉપયોગ કરી જોવામાં આવશે તો ઘણે ભાગે લાભ થવા સંભવ છે.

# વીંછીની ઉત્પત્તિનો ઉપાય.

ગાય ભેંસના સડેલા છાણમાંથી તથા મુએલા પ્રાણીના સડેલા શરીરમાં તથા સડેલા સર્પથી વીંછી ઉત્પન્ન થાય છે. તે મંદવિષ, મધ્ય વિષ અને મહા વિષ હોય છે. મંદ. વિષવાળા પીળા, શ્વેત ભુખરા, લુખા, કાબરચીત્રા, શ્યામ રૂંવાટાંવાળા તથા પાંખાવાળા હોય છે. મધ્ય વિષવાળા ધુસરા પેટવાળા, ત્રણ પાંખાવાળા, રાતા, પીળા ગૌરવર્ણા, ચીત્રવાળા તથા લોહી સરખી કાંતીવાળા હોય છે, અને અધીક વિષવાળા, લીલા કાચ જેવા, રક્ત, શ્વેત કાળા, એક તેમજ બે પાંખડાવાળા હોય છે. ઉપટીંગ નામનો વીંછી મુખેથી કરડે છે તે બીજા બધાથી બહુ વેદના કરે છે, અને તેમાંથી ઘણા જણા મરણજ પામે છે.

## વીંછીના ઝેરનાં લક્ષણ.

જેનું ઝેર તીક્ષ્ણ હોય છે, તે અગ્નીની પેઠે બળતરા ઉપજાવે છે. પછી આખરે આખા શરીરમાં ચડી જાય છે ને છેવટે ડંખમાં આવી અતીશય પીડા કરે છે. તેનો ડંશ કાળો અને હમણાં ફુટશે એવો થાય છે. મહા વિષવાળા વીંછીએ કરડેલા અવાચક, તાત્રથી પીડીત, જરા બહેરાશવાળા, પરસેવાથી તરબોળ, મુર્છીત, સુકાયેલા મુખવાળા ને બ્હીવળ થાય છે. મુખેથી કરડેલા કે મહા વિષવાળા વીંછીએ કરડેલા મનુષ્યનું કાળજું ધડકે છે. જીભ ટુંકી થાય છે, શ્વાસ રૂંધાય છે અને આખા શરીરનું માંસ સાણસીથી ખેંચાતું હોય એમ લાગે છે આવા લક્ષણવાળો દરદી અસાધ્ય દરદી કહેવાય છે.

## વીંછીના ઝેરના ઉપાય.

૧ લો–ડંખેલી જગ્યાપર સમુદ્રના પાણીથી પાકેલું મીઠું તોલો ૦॥ ઝીણું વાટીને ડંખપર મુકવું ને તે ઉપર પાટો બાંધવો તથા ડંખ ઉપર હળદરની ધુંણી દેવી.

૨ જો–જેવો કરડે તેવી તરતજ પોતાની કે પારકી બગલ બહુજ જોરથી સુંઘવી અથવા જુની ટોપીનો અંદરનો ભાગ સુંઘવો. કાં તો સ્ટ્રોંગ લીકર એમોનિયા સુંઘવું જેથી ડંખ ચઢશે નહીં.

૩ જો-પેનકીલર અગર સ્ટ્રોંગ લીકર એમોનીયા ડંખ ઉપર ઘણીવાર સુધી ઘસવું અગર દીવાસળીના ગંધકપને પાણી સાથે ઘસી ડંખ ઉપર લગાડવો અથવા ફટકડી ઉની કરી ડંખ ઉપર ચાંપવી.

૪ થો–આંબલીના કચુકાને એક બાજુથી સખત ઘસી ગરમને ગરમ ડંખ ઉપર ચોટાડી દેવો. જ્યારે ઝેર ચુશી લેશે ત્યારે તે ઉખડી પડશે. મીઠું મુખમાં ચાવી જે અંગે કરડયો હોય તેની સામા કાનમાં જોરથી ફુંક મારવી સરત એટલી રાખવી કે મોંમાં મીઠું રહી જવું ન જોઇએ.

૫ મો–૦। શેર પીવાના જલદ દારૂમાં ખાવાનું મીઠું ચાર તોલા નાંખી ઓગળવા દેવું ને તેમાં લુગડાનું પોતું પલાળી ડંખ ઉપર તે પોતું મુકવું. ને આંગળીએ કરડયો હોય તો તે આંગળી તેમાં બોળી રાખવી.

૬ ઠો–રાતા કણેરના તાજાં મુળીયાં તથા મરી એ બેઉને ઉના પાણીમાં વાટીને ડંખપર લેપ કરવો. જેથી ઝેર ઉતરી જશે.

૭ મો–કાળી તુળશીનાં પાંદડાં ડંખપર ઘસવાં, અથવા નખ તેલ ઘસવાથી પણ આરામ થશે.

૮ મો–માણસના માથાના મોવાળા. પીળો સરસવ ને જુના ગોળનો ધુપ ડંખે દેવાથી ડંખ ઉતરી જશે. તેમજ હાડીયા કરસણનું મુળ ઘસીને ડંખે લગાડવાથી પણ નરમ પડી જશે.

## વાંઝીયાપણું અને તેના ઇલાજ.

કેટલીક સ્ત્રીઓને જ્યારે અમુક મુદત સુધી ગર્ભ રહેતો નથી ત્યારે જપતપ યજ્ઞયાગાદિ કરે છે ત્યાં સુધી તો ઠીકઠીક છે, પણ કેટલીક ઘેલા બીજા પુરૂષના સમાગમમાં આડે માર્ગે ઉતરી જાય છે. તેમાં વળી જે પુરૂષની સ્ત્રીને વધારે છોકરા થાય છે તે પુરૂષ ઉપર તે મોહ પામે છે. આથી તે અનિતિના અંધારા ઘોર કુવામાં પડી પાપના પાણીમાં બુડે છે. પોતાના ગર્ભસ્થાનમાં જે દોષ હોય તેની દવા લેઇ મટાડવા સિવાય પરપુરૂષથી છોકરાં થવાની આશા રાખવી એ તદન મુર્ખાઇજ છે. જો પારકા પુરૂષોથી છોકરાં થતાં હોય તો વેશ્યાઓને ત્યાં હજારો જાતના પુરૂષો જાય છે ને તેથી તેમને ત્યાં તો છોકરાઓનો ઢગલોજ થઇ જાય.

કુદરતની ઇચ્છા દરેક સ્ત્રીને સંતાન થાય તેવીજ હોય છે, પણ કેટલીકને ઋતુઆવ વખતે જે સંભાળ રાખવાની, તે નહિ રાખવાથી અને બીજા કારણોથી આ રોગ લાગુ પડી જાય છે. માટે તેવા વખતમાં કોઇ વૃદ્ધ ખાનદાન અને વિદ્વાન વૈદ્ય કે ડાક્ટરની સલાહ લેઇ દવા કરવી એજ વધારે ઉત્તમ માર્ગ છે. કમળનું ફરી જવું, ગર્ભઅંડ અને કમળના વ્યાધી અને સોજા હોય, શરીરમાં ચરબી વધી ગઇ હોય, કમળમાં ચાંદા પડે છે તથા ગર્ભસ્થાનમાં પડદાનો સોજો થઇ આવે, ચાંદી કે પરમીયાના રોગ થવાથી ધાત વહેતી હોય, કે પોતાના પુરૂષમાં કંઇ જાતના રોગ હોય તો તેથી પુત્રોત્પત્તિ થતી નથી. આ બાબત તપાસ કરવાની રીત નીચે પ્રમાણે છે.

ઘઉં અથવા જવના સાત સાત દાણા જુદા જુદા માટીના કોરા વાસણમાં નાખવા પછી એક વાસણમાં પુરૂષનો પેશાબ અને બીજા વાસણમાં સ્ત્રીનો પેશાબ નાંખવો. એવી રીતે સાત દીવસ સુધી સ્ત્રી

પુરૂષ પોતપોતાના વાસણમાં એક એક વખત પેશાબ નાંખે જેના પેશાબથી દાણા ઉગે તે વાંઝિયાપણાનું કારણ નથી; પણ જેના મૂત્રથી દાણા ન ઉગે તે રોગી છે અને તેણે દવા કરાવવી જોઇએ.

બીજી રીત એવી છે કે બે કાચના પ્યાલામાં પાણી ભરી એકમાં પુરૂષનું અને બીજામાં સ્ત્રીનું વીર્ય નાંખવું જે વીર્ય પાણીમાં ડુબી જાય તે વાંઝિયાપણાનું કારણ નથી, અને જેનું વિર્ય ડુબે નહિ તેણે દવા કરાવવી જોઇએ.

ત્રીજી રીત–કાકુ એટલે કદ્દૂ જેને કેટલાક દુધિલું–દુધેલું–દુધેલી કહે છે તેના મુળમાં સ્ત્રી પુરૂષ વારાફરતી પેશાબ કરે અને જેના પેશાબથી તે સુકાઇ જાય તે વાંઝિયાપણાનું કારણ છે.

ઉપર પ્રમાણે પરિક્ષા કરવી અને પછી જેનામાં રોગ જણાય તેણે સારા વિદ્વાન ડાકટર કે દેશી વૈદ્ય હોય તેની દવા કરવી કે જેથી ભવિષ્યમાં સંતાન થશે. આ બાબત જુના શાસ્ત્રીય દેશી વૈદક ગ્રંથો- માંથી ચુંટી કહાડેલા ઉપાયો નીચે પ્રમાણે છે.

પહેલો—જ્યારે સ્ત્રી માસિક ઋતુસ્ત્રાવવાળી થાય ત્યારે તેના ત્રીજે દીવસે રાત્રે એક રૂપીઆભાર મેથી થોડા પાણીમાં પલાળી રાખવી ને ચોથે દીવસે સહવારમાં તે ન્હાય ત્યારે તે મેથીને વાટી તેમાં થોડી સાકર નાંખી પાઇ દેવી. આ રીતે બે ત્રણ માસિકસ્ત્રાવ વખતે કરવાથી ગર્ભ ધારણ કરશે.

બીજો—હાથીદાંતના ભુકાને લુગડામાં ચાળી નાખીને ખાંડની સાથે મેળવી રાખવું. સ્ત્રી રજસ્વલાથી મુક્ત થાય પછી નવ મહિના ને સાત દિવસ સુધી ખાવું.

ત્રીજો—કાયફળને બારીક વાટી લુગડા વડે ચાળીને ખાંડ સાથે રજસ્વલા થયા પછી ત્રણ દિવસ સુધી હથેળી ભરીને ખાવું. તેના ઉપર ફક્ત દુધ, ભાત અને ખાંડનું ભોજન કરવું.

ચોથો—અસગંધ એટલે આંસોદ, આ ચીજ કુટી છણીને રજસ્વલાની શરૂઆતથી તોલા ૦। થી ૦॥ સુધી ખાવું. ભોજનમાં દુધ ભાત ને ખાંડજ વાપરવી.

પાંચમો—હિરાબોળ અને નવસાગર સરખે ભાગે લેઇ ખરલમાં બારીક વાટી એક એક તોલાની ગોળીઓ બનાવી સ્ત્રી રજસ્વલા થતાં દરરોજ એકેકી ગોળી ખાવી.

છઠો—હાથીનું મૂત્ર સંભોગ કર્યા પહેલાં અને સંભોગની વખતે પીવું.

સાતમો—કાંટા અશેળિયાની જડ ૦। તોલો લેઈ પાણીમાં વાટીને થોડા ગાયના દુધની સાથે પુરૂષે ખાવું ને સ્ત્રીને ત્રણ દીવસ ખવરાવવું.

આઠમો—કાળા ધંતુરાનાં ફુલ વાટી મધ તથા ઘીમાં મેળવી ખવરાવવાં.

નવમો—સમુદ્રફળ એક થોડા દહીની સાથે ગળાવવું.

દશમો—કાંકચિયાં એટલે કચ્ચાં, જે કાંચકાં કહે છે તેનો ગલ સ્ત્રીના ધાવણમાં વાટી બતી કરી યોનીમાં રાખવી.

અગીઆરમો—અજમો ઘણા દીવસ એક હથેલી ભરીને ખાવો.

બારમો—બાજ પક્ષીની હગાર લુગડામાં લગાવી દીવેટ કરી ઋતુસ્ત્રાવ થઇ ગયા પછી યોનીમાં રાખવી તથા થોડી મધમાં મેળવીને ખવરાવવી.

તેરમો—કબુતરની હગાર ઋતુસ્નાન પછી ગોળીમાં મૂકી ખવરાવી. આ ઉપાયો દેશી છે માટે સુજ્ઞ બાઇઓએ નીતિમાં રહી કોઇ વિદ્વાન વૈદની સલાહથી તેની સલાહ પ્રમાણે ખાવી અને દોષનું નિવારણ કરવું કે જેથી મનની ઇચ્છા પરિપુર્ણ થશે. નકામા અનીતિના માર્ગે જવાથી ઇજ્જત આબરૂના કાંકરા થાય અને ફળ કાંઇ મળે નહીં.

---

## કંકુનો ચાંલ્લો કરવામાં લાભ.

કપાળમાં કંકુનો ચાંલ્લો કરવાના રહસ્યની બાબતમાં એક બ્રહ્મચારી મહારાજ જણાવે છે કે કંકુ એ મુખનો અલંકાર તો છેજ પણ કપાળના મધ્ય ભાગે જેઓ કંકુ અથવા સીંદુરનો વર્તુળી (ગોળ) કરે છે તેનો મુખ્ય સંકેત એ છે કે લલાટની માંહેના ભાગમાં આ રક્ત વર્ણનો બિંદુ કલ્પવો અને આંખો મીંચી પાંચ વિષયના ભોગમાંથી મનને જુદું પાડવું અને કંકુની નીશાનીના અનુમાને લલાટની અંદરના ભાગમાં કલ્પેલા આ રકતવર્ણ વર્તુળ બિંદુ ઉપર લક્ષ લગાડવું અને એકાગ્ર ચિત્તે તે બિંદુનું અથવા તે બિંદુમાં દેવીનું ઓના આકારે ધ્યાન કરવાથી ઘણા વખતના મહાવરાથી ભૂત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળની ખબર પડે છે. અથવા જો એનો અલ્પ પણ અભ્યાસ કર્યો તો તેથી આગળ થનારી બાબતો સ્વપ્નામાં માલુમ પડે છે અથવા તેનો અનુભવ આવે છે, આંખો તથા મોઢું તેજસ્વી થાય છે અને નાસાગ્ર દ્રષ્ટ સહજ રહે છે તેથી બીજી વસ્તુઓ જોવાનું મન થશે નહિ અને હમેશાં આંખો તથા મુખમુદ્રા મર્યાદા છોડી ચંચળ થતાં નથી. સિવાય એથી આયુષ્ય અને અનુરાગની વૃદ્ધિ થતી જાય છે અને શરીરાતીત પોતપોતાના પ્રાણમાં માંહેલા આત્મા સ્વરૂપની ધારણા થઇ દેહાદિક સંસાર મિથ્યા ભાસે છે. પુરૂષોને પણ એજ પ્રમાણે

કરવાથી મુખની શોભા ઉપરાંત તે નિયમ આપવા ખાસ અગોચરી મુદ્રા સુચક જે એટલે તેથી ઇંદ્રિયાતીત વૃતીયે રહેવાનો અપુર્વ લાભછે.

ડબલ્યુ. જે. એસ. કે જે એક મેસમેરીસ્ટ છે તે લખે છે કે ૧૯૦૨ માં જ્યારે તે મદ્રાસ પ્રેસીડેન્સીના એક ગામડામાં ગયો હતો ત્યારે તેના એક નોકરને એક મોટો ઝેરી સાપ કરડયો હતો. સર્પ ડંખ એટલો સખત થયો હતો કે તે મનુષ્ય તદન બેભાન થઇ ગયો હતો, અને તેના નાકમાંથી અને મુખમાંથી પુષ્કળ લોહી નીકળતું હતું. તેના ઉપર કેટલાક મેસમેરીઝમના પાસીજ કરવાથી થોડીજ વારમાં લોહી નીકળતું બંધ થઇ ગયું હતું, અને અરધા કલાકની અંદર તે માણસ ઉઠીને બેઠો થયો હતો આવીજ રીતે તેણે વીંછી તથા એવાં બીજાં ઝેરી જનાવરોનું વિષ-ઝેર મેસમેરીઝમથી અનેકવાર ઉતાર્યું છે.

---

## ઘોડાની ઉમ્મર જાણવાની રીત.

ઘોડાની ઉમ્મર જાણવાને દાંત એ ખરૂં સાધન નથી. દાંત ઉપરથીજ ઘોડાની ઉમ્મરની બરાબર પરિક્ષા થઇ શકતી નથી. આઠ વર્ષનો ઘોડો થયા પછી તેને નવા દાંત આવતા નથી. અને તેથી આઠ વર્ષથી ઉપરની ઉમ્મરના ઘોડાને માટે દાંતની પરિક્ષા એ યોગ્ય નથી. ઘોડાને જ્યારે દાંત ઉગવા પુરા થાય છે, ત્યારથી તેની આંખના નીચેના પોપચાની કીનાર આગળ એક એક ઝીણી કરચલી પડવા માંડે છે અને તે કરચલી દરેક વર્ષે એક એક વધતી જાય છે. તેથી આઠથી વધારે વર્ષની વયના ઘોડાની ઉમ્મર જાણવા દાંત અને કરચલી એ બેનો સરવાળો કરવો અને તેટલી તેની ઉમ્મર જાણવી.

---

## ઝેરની અસર ઓછી કરવાના ઉપાય.

ભૂલથી અથવા કોઇ પણ કારણથી કોઇ મનુષ્યથી ઝેર પી જવાયું હોય તો સર્વથી પ્રથમ એક પવાલા જેટલા સ્હેજ ગરમ પાણીર પાણીમાં એક નાની ચમચીપુર દળેલી રાઇ નાંખી તે હલાવી ઝેર પીધેલાને પાવું. ઉલટી થવાની રાહ જોયા વિના બે ત્રણ મીનીટ પછી પાછું એક પવાલું સ્હેજ ગરમ પાણી એકલું પાવું. એટલામાં ઉલટી ન થાય તો ફરી એકાદ પવાલું સ્હેજ ગરમ પાણી પાવું. જ્યારે ઉલટી થવા માંડે ને તે થઇ રહે કે ફરી એક, પવાલું ગરમ પાણી પાવું. એમ જ્યાં સુધી ઉલટી થયા કરે ત્યાં સુધી થોડે વખતે એક એક પવાલું ગરમ પાણી પાયા કરવું તેનું શરીર ટાઢું પડી ગયું હોય તો તેને ઘસીને ગરમ કરવું ને મગજે લોહી ચઢી ગયું હોય તો ટાઢા પાણીનાં પોતાં માથા ઉપર મુકવાં ને એટલામાં વૈદ્ય ડાકટર આવી પહોંચે તેની સારવારમાં સોંપવો.

---

## ખેચરી મુદ્રા.

જીહ્વા પરાંગ મુખી કરી તેનો કપાલના છીદ્રમાં પ્રવેશ કરાવવો અને દ્રષ્ટિને ભૂના મધ્ય દેશમાં રાખવી તે ખેચરી મુદ્રા કહેવાય છે માટે ત્યાં સુધી જીભને દીર્ઘ કરવી. તેને દીર્ઘ કરવા છેદન, ચલન અને દોહન કરવાં પડે છે. તે આ પ્રમાણે. પ્રથમ નિર્મળ અને તીક્ષ્ણ એવું કોમળ શસ્ત્ર લઇ યુક્તિ પૂર્વક સાવધાનીથી જીભના મુલબંધને સ્હેજ માત્ર છેદન કરવું. પછી હરડે અને કાથાનું ચૂર્ણ કરી સાત દીવસ સુધી છેદન કરેલા ભાગને તે ચૂર્ણથી સાંજ સવાર ઘસવું. અને ચાલન અને દોહન કરવું. અર્થાત ડાબી જમણી બાજુ તરફ જીભનું પરિવર્તન તે ચાલન અને ગોદોહનની માફક જીભનું ખેંચી

થાય છે, માટે જો યોગી તે અમૃતનો સ્ત્રાવ અટકાવે તો પછી અમ્મર થતાં વિલંબ લાગતો નથી કેમકે નિમિત્તની નિવૃત્તિએ નૈમિતિકની પણ નિવૃત્તિ થાય છે. સર્વ બીજાક્ષરોમાં પ્રણવ મુખ્ય છે દેવો નિરાલંબ દેવ મુત્તમ છે, અવસ્થામાં મનોન્મની તેમજ મુદ્રામાં ખેચરી મુખ્ય જાણવી એની સંજ્ઞા અન્વર્થ છે કેમકે ખે એટલે જુના આકાશમાં ચિત્ત અને જીહ્વા, ચરિત મુદ્રિત થાય છે તે, ખેચરી એમ ભગવાન કપિલાદિક સિદ્ધો સંજ્ઞા કરે છે.

## ઉડિયાન મુદ્રા.

નાભિના ઉપલા તથા નીચલા ભાગને આકર્ષણ કરી જે રીતે બરડાને અડી રહે જેને પશ્ચિમતાન કહે છે તે કરવું. આ બંધને ઉડીયાન કહે છે. કેમકે મહાઅગ્ર જે પ્રાણવાયુ તે સુષુમ્ણામાંથી બહાર ક્રમમાં આ બંધથી ઉડી શકે છે. તેથી એન યોગીઓ ઉડીયાનબંધ કહે છે. સર્વે બંધોમાં તે શ્રેષ્ઠ છે માટે એ દ્રઢ થયે મુક્તિ સ્વાભાવિક થાય છે.

## મુલ બંધ મુદ્રા.

પગની એક પાનીએ શીવનીને દબાવી અને પછી ગુદાને સંકોચી અધોગતિ જે અપાનવાયુ છે, તેનું ઉર્ધ્વ આકર્ષણ કરવું. આ રીતે અધોગતિ જે અપાન તેને આકુંચનથી ઉર્ધ્વગ કરવો તેને મુલબંધ કહે છે. યોગ બીજમાં પ્રકારાતરથી કહ્યું છે કે પાર્ષ્ણિથી ગુદાને દબાવવી અને આકુંચથી અપાનનું ઉર્ધ્વ આકર્ષણ કરવું એથી પણ મુલબંધ થઈ શકે છે. આ મુલબંધથી અપાન અને પ્રાણની એકતા સુષુમ્ણામાં થાય છે જેથી નાદની અભિવ્યક્તિ થઇ ઉર્ધ્વગમનથી

બિંદુની પણ એકતા થાય છે જેથી તે સિદ્ધ થાય છે, આ રીતે મુલબંધથી અપાન ઉર્ધ્વગ થઇ વન્હિમંડલ ત્રિકોણાકાર નાભિના અધો ભાગમાં છે, ભગવાન યાજ્ઞવલ્કયે પણ એમજ કહ્યું છે.

## જાલંધરબંધ મુદ્રા.

કંઠના છિદ્રનું આકુંચન છાતીથી ચાર આંગલપર ચિબુકને સ્થિર કરવું. એને જાલંધર બંધ કહે છે. એનાથી સોમામૃત જઠરાનલમાં પડતું નથી અને વાયુનો પ્રકોપ થતો નથી. આ રીતથી બ્રહ્મરંધ્રમાં પ્રાણલય કરી યોગી કૃત કૃત્ય થાય છે અને જરા મૃત્યુના પાસથી છુટે છે. આ બંધભેય શ્રેષ્ઠ છે અને મહા સિદ્ધોએ સેવિત છે.

## વિપરીત કરણી મુદ્રા.

ભ્રૂ પ્રદેશની પાસે આવેલા ચંદ્રથી જે અમૃત વહે છે તે તો નાભિસ્થ અગ્નિરૂપ સૂર્ય છે તે ગ્રાસ કરે છે, માટે પિંડ જરજર્રિત થાય છે. તેનો બચાવ કરવા સારૂ વિપરીત કરણી મુદ્રાનો ગુરૂ પાસેથી અભ્યાસ કરીને તે કરવી. જેથી સૂર્ય ઉર્ધ્વ થાય છે અને ચંદ્ર અધો ભાગમાં આવે છે. અર્થાત ઉર્ધ્વ નાભિ અને અલરતાલુ યોગી જ્યારે થાય છે ત્યારે વિપરીત કરણી મુદ્રા સિદ્ધ થાય છે આનો અભ્યાસ કરવાથી જઠરાનલની પ્રદીપ્તી થાય છે. માટે યથેચ્છ અહાર કરવો કેમકે અલ્પાહાર થવાથી અગ્નિ શરીરને બાળે છે. આ વિપરીત કરણી મુદ્રા કરવાને બે હાથેથી ઉપર નીચું માથું કરી, પગને દંડવત્ ઉંચા સ્થિર ઉભા કરવા, અર્થાત કપાલાસન કરવું. આ આસન વિશેષ ઉપકારક છે, આ મુદ્રાથી કાલજય થઇ શકે છે.

## વજ્રોલી મુદ્રા.

સીસાની ચૌદ આંગળની લાંબી નળી કરી તેને લીંગના છિદ્રમાં ધીમે ધીમે ઘાલવી. પહેલા દીવસે એક આંગળ, બીજે દીવસે બે આંગળ, એમ બાર દીવસ સુધીમાં બાર આંગળ એ છીદ્રમાં પેસવી. એ રીતે મેઢમાર્ગ શુદ્ધ થયો એક બીજી નળી ચૌદ આંગળની પોલી કરાવવી અને તેના એક છેડાનો બે આંગળ ભાગ વાંકો વાળવો અને તેને લીંગ છીદ્રમાં બાર આંગળ ઘાલવી, બાર આંગળ પહોંચે, જે વાંકો ભાગ હોય તેનાથી ફુત્કાર કરવો જેનાથી મેઢમાર્ગ શુદ્ધ થાય છે. એ શુદ્ધ થયા પછી જલનું આકર્ષણ કરવું પછી નળી વગર બિંદુનું આકર્ષણ કરવું બિંદુનું આકર્ષણ સિદ્ધ થયે વજ્રોલી મુદ્રાની સિદ્ધિ થાય છે આ મુદ્રા સાધ્ય કરવાથી દેહમાં સુગંધ થાય છે અને જ્યાં સુધી બિંદુ સ્થીર રહે છે ત્યાં સુધી મરણ થતું નથી.

---

## શક્તિ ચાલન મુદ્રા

મેઢની ઉપર અને નાભિની નીચે કંદ છે, અર્થાત મૂલાધારથી વિતસ્તિ પ્રમાણ ઉર્ધ્વ છે જેનો વિસ્તાર ચાર આંગળનો છે. તે મૃદુ, ધવલ અને અંડાકૃતિ છે. જેમાંથી બોતેર હજાર નાડીઓ નીકળે છે. તે કંદને વજ્રાસન કરી બે હાથથી પાકને પકડી તેવાથી દબાવવો અને પછી ભસ્ત્રિકા કુંભક કરવો અને નાભિસ્થ સૂર્યનું આકુંચન કરવું, જેથી ભગવતિ કુંડલિનીનો પ્રબોધ થાય છે. તેનાથી મોક્ષદ્વાર ખુલ્લું થાય છે. કેમકે ભગવતી કુંડલીની નિરામય બ્રહ્મ માર્ગ સુષુમ્ણાનું દ્વાર મોઢેથી ઢાંકી યોગિના મોક્ષ આપે અને મુઢના બંધ માટે સુતી

છે. તેને ગુરૂ ઉપદિષ્ટ માર્ગે કુંડલી પછી ધૈર્ય કરવી જેથી તે પ્રબોધ પામે છે અને સુષુમ્ણાનું દ્વાર મુકી ઉંચે આવે છે. આ રીતે સુષુમ્ણાનું બાર ખુલ્લું થવાથી પ્રાણ સુખે બ્રહ્મ માર્ગમાં પ્રવેશ કરે છે. એ રીતે સાંજ સવાર સૂર્યથી પૂરક કરી ચાલન કરવું એ રીતે સુખે સુતેલી અરૂંધતિને નિત્ય જગાડવી. કેમકે તેના સંચાલનથી યોગી સર્વ રોગોથી વિમુક્ત થાય છે. જેણે શક્તિ ચાલન કીધું તે યોગી સિદ્ધ જાણવો. એના નાડીયલ સર્વે નષ્ટ થાય છે અને કાળને જય લીલાથી કરે છે આ બ્રહ્મનાડી સુષુમ્ણા, આસન પ્રાણાયામ અને મુદ્રાભ્યાસથી સરળ થાય છે માટે સુષુમ્ણા દ્વારા પ્રાણનો લય કરવા ભગવતી કુંડલાનીનો પ્રબોધ કરવો અત્યાવશ્યક છે. આ દશમુદ્રા આદિનાથી ભગવાન, શંભુએ ઉપદિષ્ટ કીધી છે. જેમાંની એક એક મહા સિદ્ધિ આપનારી છે.

## વાજીકરણ વૈદ્ય વિદ્યા.

### પ્રયોગ ૧ લો.

કૌચાં અને ઘઉં અથવા તો અડદ સરખા ભાગે લેઇ દુધમાં રાંધી ઠંડા પડે ત્યારે તેમાં ઘી અને મધ મેળવીને ખાવાં અને તેના ઉપર એકજ વખત વીયાયેલી ગાયનું દુધ પીવું એનાથી એટલી બધી શક્તી આવે છે કે તે પુરૂષ આખી રાત્રી જાગે અને સ્ત્રીનું માન મુકાવવાને શક્તિવાન થાય છે

### પ્રયોગ ૨ જો.

આમર્ ગયા આણીમાં ખાડને ચાંપી રાખો બોળો ભાગ પાણી રહે તેને ઉપ કહે છે તે ઉપ (યુપ) સાથે જે માણસ ખાકી ચોપડાએ

ભાત અને ઘી ખાય તથા તે ઉપર દુધ પીએ, તે આખી રાત કામના વેગ વાળો રહે છે.

## પ્રયોગ ૩ જો.

એક તોલો જેઠીમધનું ચુર્ણ લેઇને તેને ઘી તથા મધ સાથે ખાય અને તે ઉપર દુધ પીયે તો તે પુરૂષ નિરંતર કામના વેગવાળો રહે છે.

## પ્રયોગ ૪ થો.

કાકડાસીંગને દુધમાં વાટી કલ્ક કરીને દુધ સાથે જે પીએ અને સાકર, ઘી, તથા દુધનોજ ખોરાક ખાય, તે મરદ સ્ત્રીઓને રાજી રાખવામાં બળવાન થાય છે.

## પ્રયોગ ૫ મો.

કૌચાં અને એખરાના બીજનું ચુર્ણ કરી સાકર સાથે ખાય તથા તેના ઉપર ધારોષ્ણું દુધ પીએ તે રતી ક્રીડામાં પુર્ણ વેગ વાળો થાય છે.

## પ્રયોગ ૬ ઠો.

ચંદ્રમાના જેવી ધોળી દહીની તર, સાકર અને સાઠી ચોખાનો ભાત એ ત્રણને કપડામાં નાખીને સારી રીતે છણવું, એવી રીતે થયેલો શીખંડ ખાવાથી ઘરડો પણ જુવાન થાય છે.

## પ્રયોગ ૭ મો.

ગોખરૂ, એખરો, અડદ, કૌચાં બીજ, શતાવરી એ ઔષધનુ ચુર્ણ કરીને દુધ સાથે પીવાથી જીર્ણ થઇ ગયેલો પુરૂષ પણ સો સ્ત્રીઓ ભોગવી શકે છે.

## દીવસે તારા દેખાય.

ધોળા રંગની ચનોખડીનાં પાંદડાનો રસ કહાડી તેમાં સુતર પલાળી તેની દીવેટ કરી એરંડીયાનો દીવો કરવો તેના ઉપર એક વાડકી ધરી કાજળ પાડવું ને તે કાજળ ઉતારી લેઇ આંખ્યમાં આંજવાથી દીવસે તારા દેખાશે.

## અગ્નિ સ્વરૂપ આદમી.

સીંદુર, ગંધક, હરતાળ અને મનશીલ એ ચારે ચીજો સરખા વજને લેઇ વાટી તેનો લુગડા ઉપર લેપ કરવો ને રાત્રે તે લુગડું ઓઢી અંધારામાં ચાલવાથી માણસ અગ્નિ જેવો દેખાશે.

## વર્ષાદમાં કપડું ભીંજાય નહી.

રાળ અને સમુદ્રફેણ ભેગાં કરી ધોળા આકડાના ફુલના રસમાં નાંખી તેમાં કપડું પલાળી મુકવું ને સુકાયા પછી તે કપડું વર્ષાદમાં ઓઢીને ફરીએ તોપણ પલળતું નથી.

## નજરબંધી વશીકરણ.

વાંસકપુર, પીંપર, ગુગળ એ ત્રણેને વાટી ઢોલના બન્ને બાજુએ ચોપડવું તે ઢોલ ગળામાં ભરાવી વગાડવાથી ઢોલનો અવાજ સંભળાશે પણ વગાડનાર આદમી દેખાશે નહી.

## માણસને અદ્રશ્ય કરવાની કળા.

મુવેલા માણસના માંથાની ખોપરી લાવી તેમાં માટી ઘાલીને જવ રોપવા અને તે ખોપરી ખેતરમાં દાટવી. તેના ઉપર ઘેટીનું દુધ છાંટતા રહેવુ. પછી જ્યારે તે ઉગીને દાણા બહાર આવે ત્યારે તેમાંથી ૧૦૮ દાણા જવના લેઇ તેની માળા કરવી એ માળા જેના ગળામાં પહેરાવવામાં આવશે તે માણસને કોઇ દેખશે નહી.

### [illegible]

ભોંડકાના ઝાડનું પાંદડું ઘીચારે લોટી લાવી તેને ડાબા પગ નીચે મુકી જે વખતે જમવા બેસે તેને ખુબ ખાવા જોઇએ. અને જ્યારે પાછું કાઢી નાંખે ત્યારે રોજ જેટલુંજ ખાઇ શકે.

## ઉમ્મર જાણવાનું કોષ્ટક.

નીચેના કોષ્ટક ઉપરથી કોઇ પણ મનુષ્યની ૬૩ વર્ષ સુધીની કેટલી ઉમ્મર છે તે આશ્ચર્યની સાથે બરાબર કહી શકાય છે. આ કોષ્ટક તમે જે માણસની ઉમ્મર કહેવા ઇચ્છતા હો તેના હાથમાં આપો, તેને કહો કે તેની ઉમ્મરનો આંકડો આ છ 'કોલમ' માંથી કયા કયા 'કોલમ' માં આવે છે પછી તે 'કોલમ' કહે તેના ઉપરના પહેલા આંકડાનોજ માત્ર સરવાળો કરવાથી તેની ઉમ્મર બરાબર આવી જાય છે. દ્રષ્ટાંત તરીકે ધારો કે એક માણસની ઉમ્મર સત્તર વર્ષની છે. હવે તેને પુછતાં તે આ કોષ્ટક જોઇને કહેશે કે તેની ઉમ્મરનો આંકડો પહેલા અને પાંચમા 'કોલમ'માં આવે છે. હવે તમે પહેલા કોલમનો ઉપરનો પહેલો આંકડો ૧ અને પાંચમા કોલમનો પહેલો આંકડો ૧૬ ભેગા કરશો તો સત્તર આવી રહેશે તેવી રીતે કોઇ મનુષ્યની ઉમર ૩૦ વર્ષની હોય તો તે ૩૦ નો આંકડો બીજા, ત્રીજા, ચોથા અને પાંચમા કોલમમાં આવે છે, અને તે કોલમના ઉપરના પ્રથમ આંકડા ૨+૪+.+૧૬ ભેગા કરવાથી બરાબર ૩૦ આવી જાય છે, જે જાણીને સામા મનુષ્યને આશ્ચર્ય ઉત્પન્ન થયા સિવાય રહેતું નથી. આજ પ્રમાણે કોઇ પણ મનુષ્યની ઉમ્મર તરત કહી શકાય છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૮ | ૧૬ | ૩૨ |
| ૩ | ૩ | ૫ | ૯ | ૧૭ | ૩૩ |
| ૫ | ૬ | ૬ | ૧૦ | ૧૮ | ૩૪ |
| ૭ | [illegible] | [illegible] | ૧૧ | ૧૯ | ૩૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯ | ૧૦ | ૧૨ | ૧૨ | ૨૦ | ૩૬ |
| ૧૧ | ૧૧ | ૧૩ | ૧૩ | ૨૦ | ૩૭ |
| ૧૩ | ૧૪ | ૧૪ | ૧૪ | ૨૨ | ૩૮ |
| ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૨૩ | ૩૯ |
| ૧૭ | ૧૮ | ૨૦ | ૨૪ | ૨૪ | ૪૦ |
| ૧૯ | ૧૯ | ૨૧ | ૨૫ | ૨૫ | ૪૧ |
| ૨૧ | ૨૨ | ૨૨ | ૨૬ | ૨૬ | ૪૨ |
| ૨૩ | ૨૩ | ૨૩ | ૨૭ | ૨૭ | ૪૩ |
| ૨૫ | ૨૬ | ૨૮ | ૨૮ | ૨૮ | ૪૪ |
| ૨૭ | ૨૭ | ૨૯ | ૨૯ | ૨૯ | ૪૫ |
| ૨૯ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૪૬ |
| ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૪૭ |
| ૩૩ | ૩૪ | ૩૬ | ૪૦ | ૪૮ | ૪૮ |
| ૩૫ | ૩૫ | ૩૭ | ૪૧ | ૧૯ | ૪૯ |
| ૩૭ | ૩૮ | ૩૮ | ૪૨ | ૫૦ | ૫૦ |
| ૩૯ | ૩૯ | ૩૯ | ૪૩ | ૫૧ | ૫૧ |
| ૪૧ | ૪૨ | ૪૪ | ૪૪ | ૫૨ | ૫૨ |
| ૪૩ | ૪૩ | ૪૫ | ૪૫ | ૫૩ | ૫૩ |
| ૪૫ | ૪૬ | ૪૬ | ૪૬ | ૫૪ | ૫૪ |
| ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૫૫ | ૫૫ |
| ૪૯ | ૫૦ | ૫૨ | ૫૬ | ૫૬ | ૫૬ |
| ૫૧ | ૫૧ | ૫૩ | ૫૭ | ૫૭ | ૫૭ |
| ૫૩ | ૫૪ | ૫૪ | ૫૮ | ૫૮ | ૫૮ |
| ૫૫ | ૫૫ | ૫૫ | ૫૯ | ૫૯ | ૫૯ |
| ૫૭ | ૫૮ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ |
| ૫૯ | ૫૯ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ |
| ૬૧ | ૬૧ | ૬૨ | ૬૨ | ૬૨ | ૬૨ |
| ૬૩ | ૬૩ | ૬૩ | ૬૩ | ૬૩ | ૬૩ |

# રંગીલી રમુજ માળા.

સુતરફેણી શેત્રંજી ને અકીક ખંભાતમાં, ઘી કાંટા ને ગુંદરપાક સોજીત્રામાં, છીદરી છાલ ને છીંપા ખેડામાં, મરચી મશરૂ ને કાગળ અમદાવાદમાં, સુંઠ જામફળ ને કેળાં ધોળકામાં, પાહાડ પાણીને પાંદડાં મોડાસામાં, છીંકણી છાપ ને કાલાં ( કપાસનાં ) વીરમગામમાં કંકુ પટોળાં ને સુટી પાટણમાં, કાઠી લાડી ને ઘોડી કાઠીયાવાડમાં, સ્વારી મ્યુઝીઅમ ને રાજમહેલ વડોદરામાં, મુળા મગદળ ને બ્રાહ્મણ સિદ્ધપુરમાં, કપાસ કચેરી ને કામદાર ભરૂચમાં, ખરણી ધારી ને પાપડી સુરતમાં, વાડી ગાડી ને દાવાળી મુંબઇમાં, હાથી સાથી ને લક્કડ મલબારમાં, હોળી ડોળી ને ઓળી મારવાડમાં, ગાય ગોવાળ ને માંકડાં ગોકુળમાં, મરણ સુરતી ને મોક્ષ કાશીમાં, વાણી પાણી ને ગાયન હિંદુસ્તાનમાં, બરફ બાણુ ને કાળી કલકત્તામાં, દોરી દહી ને પેંડા મથુરામાં, મેવો મીઠાઇ ને હીંગ કાબુલમાં.

આર્યાવર્તમાં ઉછરેલા કામદાર, નામદાર, ગામદાર, ઠામદાર, ઇનામદાર, પાનદાર, પાટીદાર, મતાદાર, મામલતદાર, વહીવટદાર. દફતરદાર, જરદાર, જોરદાર, જમાદાર, જમીનદાર, મોલદાર, મોજદાર, ફોજદાર, રોજદાર, રોફદાર, વફાદાર, વતનદાર, જતનદાર, ચાંટાદાર છાંટાદાર, દફેદાર, હોદેદાર. સુબેદાર, કુબેરદાર, કલમદાર, અમલદાર, ગુલામદાર, છરદાર, છડીદાર, છટાદાર, પટાદાર જટાદાર, ધનદાર, ધંધાદાર, ચોપદાર, તોપદાર, હવાલદાર, પગારદાર, રસાલદાર, મસાલદાર, અરજદાર. કરજદાર, ગરજદાર, લેણદાર, વજનદાર, વળદાર, દળદાર, બળદાર, કળદાર, સૌને અમારી આ નાનકડી ચોપડી અતીશય ઉપયોગી અને આનંદી થઈ પડો.

# ચિત્ત શાંતિના લાભ.

" હે પ્રિય વાંચનાર ! શાંતપણે વિચાર કરવાથી જે માનસિક ખજાના પ્રાપ્ત થાય છે તે તારી પાસે હોય તો તું દરેક વસ્તુમાંથી વાર્તા કલ્પી શકે. " કવિ વર્ડઝવર્થ

શાંતપણે વિચાર કરવાથી અનેક લાભ તેના અભ્યાસીઓને મળેલા છે તે તો નિ:સંદેહ વાત છે પણ અન્ય મનુષ્યો પણ તેના લાભને સમજી તે તરફ આકર્ષાય એવા હેતુથી આ ટુંકો લેખ લખવાની જીજ્ઞાસા થઇ છે. શાંતિ બે પ્રકારની છે. માનસિક શાંતિ અને બીજી આગળ પાછળના સંજોગની શાંતિ પ્રારંભમાં બ્હારની શાંતની જરૂર છે. તમે બ્હારના ઘોંઘાટવાળા લત્તામાં બેસી વિચાર કરી શકો તેના કરતાં શાંત જગ્યામાં બેસી વધારે સારી રીતે વિચાર કરી શકો ચારે બાજુએ શાંતતા હોય, એકાંત હોય, ઉદ્વેગ પમાડનારા અને અનુકુળ સાધનોનો અભાવ હોય તો તેવે સમયે ચિત્તની શાંતિ સહજમાં મેળવી શકાય છે માટે પ્રથમ તો શુદ્ધ માર્ગના અભ્યાસીઓએ એકાંત શુદ્ધ, અને પવિત્ર વસ્તુઓ યુક્ત સ્થળ શોધવું. બ્હારની શુદ્ધતામાં સ્નાનની જરૂર છે. ન્હાયા પછી શુદ્ધ વસ્ત્ર પહેરવામાં આવે છે ત્યારે શરીરમાં એક પ્રકારની સ્ફુરતી વ્યાપે છે તેની સાથે મન પણ આનંદમાં રહે છે. આ બધું કર્યું, આ બધી સામગ્રી મેળવી તેથી શું કાંઇ લાભ છે જો મન કષાયમાં રમતું હોય, જો તે ચિંતામાં ગ્રસ્ત હોય, જો તે બ્હારના વિષયોમાં મગ્ન હોય અને કોઇ પણ ઉત્કૃષ્ટ લાગણીના બળે સ્થિર ન હોય તો પછી કેવળ ઉપર જણાવેલાં સાધનો મનની શાંતિમાં વધારો કરવા તેમજ વિચાર શ્રેણીને ઉત્પન્ન કરવા સમર્થ થશે નહિ. પણ મનને અંતરમાં ઉદ્વેગ પમાડનારા કાર-

ણોનો અભાવ હોય તો તે સાધનો ચિત્તની શાંતિને વધારે નિશ્ચય બનાવે છે તેમજ વિચારોને ઉત્પન્ન કરી શકે છે. જે લોકો આ બાબતમાં આગળ વધેલા છે, તેઓ તો સ્થાન અથવા બહારના કોઈ પણ સાધનથી બંધાયેલા નથી. તેઓ તો ગમે તે સાથે અને ગમે તે સ્થાનમાં ગમે તેવા કઠણ વિષયપર વિચાર કરી શકે છે. પણ તેમની વાત અત્યારે આપણે કરતા નથી, આપણે તો સામાન્ય મનુષ્ય જે આવી બાબતમાં પ્રથમ પગલું ભરે છે તત્સબંધી લખીએ છીએ, તેથી બ્હારના સાધનોની આવશ્યકતા જણાવવી જરૂરની છે.

મનને સરોવરની ઉપમા આપવામાં આવી છે અને આત્માને સૂર્યની સાથે સરખાવવામાં આવ્યો છે. જો સરોવર શાંત હોય કલ્લોલ રહિત હોય, તો સૂર્ય સંપુર્ણ રીતે પોતાનો પ્રકાશ તેના પર પાડી શકે છે અને તેથી તે સરોવર તેજથી દેદીપ્યમાન બની રહે છે પણ પવનના સપાટાથી સરોવરનું પાણી હાલતું હોય તો સૂર્યનો પ્રકાશ બરોબર તેનાપર પડી શકતો નથી. તે જ પ્રમાણે જ્યારે મન ચિંતામાં વિષયમાં પ્રબલવૃત્તિમાં મગ્ન હોય છે ત્યારે જ્ઞાનરૂપી આત્માનો પ્રકાશ શુદ્ધ રૂપે પડી શકતો નથી અને તેથી મગજમાંથી ઉચ્ચ વિચારો ઉદ્દભવી શકતા નથી. માટે વિચારોના ઉદ્દભવને સારૂ ચિત્ત શાંતિ તથા એકાંતની જરૂર છે. ચિંતા એ મનુષ્યની માનસિક શાંતિનો કટ્ટો શત્રુ છે. તે ચિંતાનું કારણ પણ ફળની આકાંક્ષા સિવાય પ્રાયઃ બીજું હોતું નથી. મારા કાર્યનું શું પરિણામ આવશે એજ વિચાર મનમાં મુખ્ય હોય છે. તેવા મનુષ્યોને કર્મના અચળ નિયમમાં પ્રતીતિ હોતી નથી. જો સારૂં કાર્ય હશે અને શુદ્ધ મનથી કરવામાં આવ્યું હશે તો પરિણામ સારૂં આવવાનું એ નિશ્ચિત છે. અને જો તે ફળાં આવ્યાવાળું

પરિણામ આવે તો તેમાં આપણો દોષ કર્યો હતો તે શોધી કાઢી તે દુર કરવા પ્રયત્ન કરવો એ ઉચિત છે. પણ કાર્ય કર્યા પછી તેનું શું શું ફળ આવશે તેના વિચારમાં મગ્નગુમ ફરહેવું એ તો એક પ્રકારની પરાધીનતા છે. અને જે મનુષ્યો તેને તાબે છે તેઓ કદાપિ ચિત્ત શાંતિ પ્રાપ્ત કરી શકતા નથી. ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કે–" તારો અધિકાર કર્મ કરવામાં છે. પણ કર્મના ફળમાં નહિ. " માટે મનુષ્ય તે ઉચ્ચ સુત્રને વળગી ચાલે તો ચિત્તના ઉદ્વેગનું મોટામાં મોટું કારણ નાશ પામે છે.

---

## તમને પરમાત્માની મદદ છે.

તમે નિરાધાર કે અનાથ છોજ નહિ. તમારે માથે બળવાન ધણી છે. અને તે પણ સામાન્ય નહિ, પરંતુ આખા વિશ્વભર જેની છાયા જણાય છે તે પરમાત્માની તમને મદદ છે તો પછી આવું રડતું મેં કરી શા માટે દીન દુઃખી અને ખેદ યુકત થાઓ છો? તમારૂં શરીર જેટલું તમારી પાસે છે, તેના કરતાં પણ પરમાત્મા તમારી અધિક પાસે છે. તે તમારા પોતાના અંતર ભાગમાં રહેલા છે. તમારૂં રક્ષણ તે નિરંતર કરે છે તમારા ઉપર સર્વદા અપુર્વ પ્રેમ રાખે છે. એક ક્ષણ પણ તમને તજી જતા નથી. તેમના સામું જુઓ હસો, પ્રસન્ન થાઓ અને દુઃખને વિસરી જાઓ. તેમના સામું ન જોવાથીજ તમને આખું જગત અંધકારમય અને દુઃખથી ભરેલું લાગે છે. તમારા અંતરમાં તે છે, એ વાતને વીસરી જવાથીજ તમે પોતાને નિરાધાર ગણ્યાં કરો છો કંઠમાંજ મોતીનો હાર છતાં જેમ કોઇ મનુષ્ય ભ્રાંતિથી મારો મુલ્યવાન [illegible] ખોવાઈ ગયો છે એમ માની

રહ્યા કરે અને પોતાને ભીખારી થઇ ગયેલો જુએ. તેમજ તમને થયું છે. તમારૂં સાચું સુખ, તમારૂં સાચું ધન, તમારૂં સાચું સૌંદર્ય, તમારૂં સાચું જ્ઞાન તમારી પાસેજ છતાં તમે ભ્રાંતિથી નકામી હાડમારી વેઠો છો. મહાત્માઓ કહે છે કે ઘટ ઘટ આતમારામ તમારા હૃદયમાં તમારી અત્યંત નિકટ પરમાત્મા ! કેવી નવાઇ જેવી વાત-કેવી અસાધારણ અદ્ભુત વધામણી ! તો હવે બીજું શું જોઇએ છે. નેત્ર મીંચો હૃદયમાં જુઓ, અને પ્રભુને જોઇ જોઇને ઘણોજ હર્ષ માનો. પરમાત્માને બદલે બીજું કશું તમે જુઓ ત્યારેજ તમને હર્ષનું ભાન ન થાય; બાકી પરમાત્માને જુઓ ત્યારે તો તત્કાળજ તેનું ભાન થવાનું.

પરમાત્માના સગુણ કે નિર્ગુણ, સાકાર કે નિરાકાર કોઇ પણ સ્વરૂપને હૃદયમાં કલ્પી બીજાં બધાં ચિંતવનો ત્યજી તેમનેજ જોયા કરો તમારાં દુ:ખ માત્ર તે ટાળશેજ. એવી દૃઢ શ્રદ્ધા ધરો. બાળક જેમ માતાના ખોળામાં નિર્ભયપણે બેસે છે, તેમ પરમાત્માને તમારા હૃદયમાં જોતાં નિર્ભય રહો. ધ્યાન સમયે અથવા સેવા પુજા સમયેજ પરમાત્મા હૃદયમાં છે, એટલોજ નિશ્ચય ન રાખો, પણ આઠે પ્હોર તમારી પાસે છે. એ ભાન જાગ્રત રાખો વ્યવહાર કરતાં કરતાં પણ એક બે ક્ષણનો ઘડી ઘડી અવકાશ લેઇ પાછી દ્રષ્ટી નાંખી હૃદયમાં રમી રહેલા તમારા પ્રિય પરમાત્માની મનોહર મુર્તીનાં દર્શન કરો, એટલે અલ્પ સમયમાં તમને અનુભવ થશે કે તમે અનાથ નથી, પણ સનાથ છો, નિરાધાર નથી પણ પવિત્ર આત્માના સબળ આશ્રય તળે છો; ને તેમની તમને મદદ છે.

**સમાપ્ત.**

## જનસમાજમાં ખાસ વખણાયેલી

## નવલકથાઓ.

ગુર્જરી-મુંબાઈની શેઠાણી સચિત્ર ૨-૦-૦
મિલન-મંદિર (સચિત્ર) ૨-૮-૦
કુમુદકુમારી (સચિત્ર) ૩-૦-૦
રતિસુંદરી (સચિત્ર) ૨-૮-૦
રત્નગઢની રંભા (સચિત્ર) ૩-૦-૦
સરોજસુંદરી-સુધરેલો જમાનો ૨-૮-૦
સ્ત્રીઓની રંગભૂમિ ૨-૮-૦
સંસાર શેતરંજ ભાગ ૧ થી ૩
દરેક ભાગની ૨-૦-૦
વસંત વિહાર (ગઝલોનો ભંડાર) ૨-૮-૦
કર્મ-બન્ધન યાને વિધવાની કર્મકથા ૧-૮-૦
ભામિની કે ભૈરવી ? ૨-૮-૦
વિધિનું વિધાન (સચિત્ર) ૨-૮-૦
કુંદન અને કુસુમ ભાગ ૧ થી ૮
દરેક ભાગની ૧-૪-૦
સરસ્વતી (સામાજિક નવલ) ૧-૪-૦
વનવાસિની (ઐતિહાસીક) ૨-૦-૦
કુસુમલતા ૧-૮-૦
મદમ કે મધુરી ૨-૦-૦
કુસુમકુમારી ૧-૮-૦
માનવ શયતાન ૨-૦-૦
પ્રેમપિંજર કે ખુની ખંજર ? ૨-૦-૦
સન્મિત્ર કે શયતાન ? ૧-૦-૦